પ્રકાશક:
અંબેલાલ નારણજી જોશી
બહદ્ ગુજરાત પ્રકાશન મંદિર
૪૩, ઝરીવાલા બિલ્ડિંગ,



પ્રથમ આવૃત્તિ : તા. ૧-૧૦-'૫૧
મૂલ્ય : રૂા. ૩-૦-૦

મુદ્રક:
ગોવિંદલાલ જગશીભાઈ શાહ,
શારદા મુદ્રણાલય
પાનકોર નાકા : અમદાવાદ

મારા પ્રિય મિત્ર

શ્રી. ચરણદાસભાઈને

અનેક રમ્યમધુર પ્રસંગોનાં

સંભારણામાં

—અંબેલાલ જોશી



# પ્રસ્તાવના

હિંદના જે અનેક જ્યોતિર્ધરો છે, તેમાં ટંડનબાબુનું સ્થાન મોખરે છે. આપણા દેશમાં, જે અમુક વિચારધારાઓ પ્રવર્તમાન છે, તેમાંથી એક મુખ્ય વિચારધારાના તેઓ પ્રતિનિધિ છે. ટંડનબાબુની એ વિચારસરણી સ્વીકાર્ય હોય વા નહિ એ બીજી વાત છેઃ પરંતુ એમની વિચારસરણીનું બળ ગણનાપાત્ર છે, ઉલ્લેખયોગ્ય છે, એને વિષે તો કોઇને શંકા રહી નથી. ને એ કહેવું અયોગ્ય નહિ ગણાય; કે આપણા દેશનો ઘણો મોટો ભાગ ટંડનબાબુની વિચારધારાને અનુસરનારો છે.

આજે ટંડનબાબુએ કોંગ્રેસના પ્રમુખપદનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો, અને કોંગ્રેસનું સુકાન બીજું કોઈ સંભાળતું હોય તથાપિ, ટંડનબાબુની વિચારધારાના અનુસરનારા દેશના લાખો માનવીઓ છે, એ વિષે લેશમાત્ર શંકા નથી.

ટંડનબાબુએ એ સંસ્થા છોડી એનો અર્થ એવો નથી, કે જનતાને એમના વિચારો સાથે મતભેદ છે, કારણ કે એમને એ ઉચ્ચ હોદ્દાનું સ્થાન આપનાર પણ આમ જનતાની બહુમતી જ હતી.

જવાહરની વિચારધારા જોડે બધા સંમત છે, એ માટે એમની પ્રમુખ તરીકેની ચૂંટણી કરી નથીઃ પરંતુ જવાહરને નામે, એની લોકપ્રિયતાને નામે ચૂંટણીજંગ જીતી શકાય. એ માટે એમને ચૂંટયા છે. નહિ તો, ગઈ કાલે જ ટંડનબાબુની વિચારસરણીને સમજીને એમને ચૂંટી કાઢનાર માણસો શું

રાતોરાત બદલાઈ ગયા ? શું આજે એમને એમ લાગ્યું કે, ટંડનબાબુના વિચારો ખોટા છે, કે પ્રત્યાઘાતી છે ? –

ના, એવું નથી. એમને તો ટંડનબાબુ માન્ય છે, પણ ચૂંટણી જીતવા પૂરતા જવાહર માન્ય છે.

કોંગ્રેસના પ્રથમ પંક્તિના નેતાઓમાં કોઈને વિષે પણ વધારેમાં વધારે ગેરસમજ થઈ હોય તો તે ટંડનબાબુ વિષે છે તેઓ પ્રત્યાઘાતી છે, કોમી માનસવાળા છે, મુસ્લિમ-વિરોધી છે, વગેરે જાતજાતની વાતો એમને વિષે વહેતી મુકાય છે. પરંતુ એ બધી વાતો છતાં એમની લોકપ્રિયતા નિશ્ચલ અને અડગ રહી છે. એમને વિષે એ વાતો સાચી નથી એવી આમજનતાને પ્રતીતિ થઈ છે.

સાચી રીતે કહીએ તો ટંડનબાબુ આપણી પુરાણી આર્યસંસ્કૃતિના પ્રતિનિધિ છે. જે આર્યસંસ્કૃતિ, બીજી અનેક સંસ્કૃતિના નાશ છતાં, આજસુધી જીવંત રહી છે, તેના તેઓ પ્રતિનિધિ છે. એ સંસ્કૃતિમાં સંકુચિતતા નથી, પણ ઉદારતા છે, સહિષ્ણુતા છે, અને સાગરની જેમ બીજા પ્રવાહોને પોતાનામાં શમાવી લેવાની વિશાળતા છે. અને પોતાને કોઈ કોમવાદી ન કહે એટલા ખાતર તો, ટંડનબાબુ એને ભારતીય સંસ્કૃતિ કહે છે, કે જે નથી હિન્દુ સંસ્કૃતિ કે નથી મુસ્લિમ, ઈસાઈ કે એવા કોઈપણ ધર્મ ઉપર રચાયલી સંસ્કૃતિ.

આજે તકવાદના જમાનામાં, સ્વાર્થસાધુઓની વચ્ચે, પોતે દેશને માટે કરેલી કુરબાનીઓને વટાવવાની જે પ્રબળ વૃત્તિ છે, રોગના જંતુની જેમ જે ચોતરફ ફેલાઈ ગઈ છે, તેવે વખતે શ્રી. ટંડનબાબુની જીવનકહાની સહુ કોઈને આદર્શરૂપ

અને માર્ગદર્શક થઈ પડશે. એમણે જે આસાનીથી સત્તા-ત્યાગ કર્યો, જે આસાનીથી એમણે જીવનભર વિષમ પરિસ્થિતિ સામે—નૈતિક મૂલ્યોના હ્રાસ સામે જંગ ખેલ્યો, તે પ્રશંસનીય છે. એથી જડવાદના જમાનામાં પણ જડવાદ સામે આધ્યાત્મિક વાદ શી રીતે વિજય મેળવે છે, તેનું સુભગ દૃષ્ટાન્ત તેઓ આપણને પૂરું પાડે છે.

ટંડનબાબુની ઓળખાણ આપવાની હોય નહિ. એમની મહત્તા સ્વયંપ્રકાશિત છે. આજે હિન્દનો એકેએક જણ ટંડનબાબુના નામથી સુપરિચિત છે. ઉત્તર પ્રદેશને ગામડેગામડે જાઓ, તો એક પણ કિસાન બાબુજીના નામથી અપરિચિત નહિ હોય. ગુજરાતે તો એમની પ્રમુખપદની બંને ચૂંટણીમાં —પટ્ટાભી સામે તેમજ કૃપાલાણી, શંકરરાવની સામે—એમને બધા જ મતો આપીને ગુજરાતમાં એમની લોકપ્રિયતા કેટલી છે, તે પૂરવાર કરી આપ્યું છે. એથી ગુજરાતને એમનો પરિચય આપવાનો હોય નહિ ટંડનબાબુ તો પારસમણિ છે. એમના સંપર્કમાં આવનાર લોઢાનું સોનું થઈ જાય. એવાની જીવનકથા જાણવાથી પણ પુણ્ય મળે.

આપણા દેશમાં અનેક નરરત્નો છે. છતાં એમની આપણે કદર કરતા નથી. આપણે એમને વિષે કશું જાણતા નથી હોતા. આપણે નેપોલિયન વોશીંગ્ટનની કે ક્રોમવેલની જીવનકથાઓ જાણતા હોઈએ છીએ પણ કમનસીબે આપણા મહાપુરુષો વિષે જ આપણે તદ્દન અણજાણ છીએ. એથી ભવિષ્યની પ્રજાને આપણા મહાપુરુષોના જીવનમાંથી પદાર્થ-પાઠ મળે ને ઉછરતી પેઢીના જીવનઘડતરમાં દૃષ્ટાન્ત

## અનુક્રમણિકા

શિક્ષણ લઈને નવા પદ્ધવીધરો બહાર આવતા હતા. નવા ભણેલાઓને સરકારી નોકરીઓ મળવા માંડેલી. એમાંના જ જે લોકો આગળ પડતાં હતા, તેમણે ધારાસભાની બેઠકો શોભાવવા માંડી. આમ રાજકીય પ્રવૃત્તિએ હજી નિશ્ચિત સ્વરૂપ લીધું નહોતું.

કોંગ્રેસની સ્થાપનાને હજી ત્રણ વર્ષની વાર હતી, જો કે, દેશની રાષ્ટ્રીય અસ્મિતાને વ્યક્ત કરે, આપણી રાષ્ટ્રીય તમન્નાનાં જેમાં બીજ હોય એવાં, નાનાં નાનાં મંડળો ઘણાં સ્થપાયે જતાં હતાં.

બંગાળામાં બ્રિટીશ ઈન્ડિયન એસોસીએશનની સંસ્થાપના થાય છે. મુંબઈમાં બોમ્બે એસોસીએશન નામની સંસ્થા સ્થપાય છે. આ સંસ્થા પાછળથી 'ઈસ્ટ ઈન્ડિયા એસોસીએશન' નામે ઓળખાઈ. મદ્રાસમાં પણ 'હિન્દુ' પત્રની છાયા નીચે રાષ્ટ્રીય પ્રવૃત્તિની શરૂઆત થઈ. આ રીતે નાનાં નાનાં મંડળો થોડું થોડું કામ કરી રહ્યાં છે.

અખબારો પણ દેશને એક છેડેથી બીજે છેડે સુધી ખબરો આપે છે, એક પ્રાંતને બીજા પ્રાંતથી નજદીક આણે છે, ને લોકોને દેશના રાજકારણમાં સક્રિય રસ લેતા કરે છે.

શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી, શ્રી. દાદાભાઈ નવરોજી, શ્રી. ફિરોજશાહ મહેતા, શ્રી. માલવીયાજી, શ્રી. વિજય રાઘવાચારીઅર, શ્રી. ગોખલે, એ બધા નેતાઓ પોતાની વાક્છટાથી અંગ્રેજી ભણેલા લોકોને એક આદર્શ પૂરો પાડે છે. અને તે એ કે, દેશનેતા બનવું હોય, તો દેશના રાજકારણમાં રસ લેવો જોઈએ.

સામાજિક સ્થિતિ હજી એટલી સુધરી નથી. એનું મુખ્ય કારણ એ છે, કે પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર હજી મોટે ભાગે શહેરમાં જ થઈ છે. અને તે પણ મુંબઈ, કલકત્તા, મદ્રાસ જેવાં મોટાં યુનિવર્સિટીવાળાં શહેરોમાં. એટલે નાનાં શહેરો ને ગામડાંઓ હજી નવા પવનથી વંચિત છે. જો કે નવા પવનની એમને કોઈને બહુ જરૂર પણ નથી લાગતી. કારણ જૂના તરફ જે એક જાતનો તીવ્ર અસંતોષ જોઈએ, તે એ લોકોમાં હજી ઉદ્ભવ્યો નથી. એથી જે મંથન જોઈએ તેની હજી નાના શહેરોમાં ને ગામડામાં શરૂઆત થઈ નથી. સરકારના કાયદા પ્રમાણે, સ્વેચ્છાએ લગ્ન કરી શકાય છે. વિધવાનાં પુનર્લગ્ન કાયદેસર રીતે થઈ શકે. જો કે, શ્રી. કેશવચંદ્ર સેને તો સરકાર પાસે ચૌદ વર્ષથી નીચેની ઉમરની છોકરીનાં લગ્ન એ ફોજદારી ગુનો ગણાવો જોઈએ એવી માગણી કર્યાને આજે દશ વર્ષ થઈ ગયાં છે, પણ સરકારે એ સુધારો લોકોનો વિચારપ્રવાહ જોતાં, તે સમયનું બાળલગ્નનું પ્રમાણ જોતાં, મંજૂર કર્યો નથી. એથી કદાચ લોકોમાં સરકારની વિરુદ્ધ અસંતોષ બહુ જોરમાં ફાટી નીકળે એવી દહેશત પણ ઊંડે ઊંડે સરકારને હશે!

બંગાળામાં, નવી સુધારાપ્રવૃત્તિ બ્રહ્મોસમાજ રૂપે વ્યક્ત થાય છે. એણે, જૂના રીતરિવાજો, જૂની ધર્મભાવનાઓ, એ બધાનો ત્યાગ કરી નવા વિચારો, નવી ધાર્મિક રીતિઓ, અપનાવ્યાં છે. અને શ્રી. કેશવચંદ્ર સેનની અસરથી એનો પ્રચાર બંગાળમાં સારી પેઠે થયો છે. ને થતો જાય છે.

મધ્ય હિન્દમાં ને પશ્ચિમ હિન્દમાં, બે જૂદી જૂદી

સુધારા પ્રવૃત્તિઓ જોર પકડે છે. એક તો સ્વામી દયાનંદ સરસ્વતીની આર્યસમાજ પ્રવૃત્તિ, અને બીજી બ્રહ્મોસમાજની જ જાણે છાયા હોય તેમ એનાથી પ્રેરાયલી પ્રાર્થના સમાજની પ્રવૃત્તિ. આમ આર્યસમાજમાં ને પ્રાર્થના સમાજમાં એ આ બાજુની નવી ધર્મભાવનાનો આવિષ્કાર દેખાય છે. આર્ય-સમાજમાં આપણા ભૂતકાળનો પુનરુદ્ધાર કરવાનું, તથા આર્યત્વની મહત્તા પુનઃ સ્થાપિત કરવાનું ધ્યેય હતું. એમાં પણ સુધારા પ્રવૃત્તિ હતી. તે એટલા પૂરતી કે આર્યસમાજ મૂર્તિપૂજામાં માનતો નહિ. દેવદેવીમાં માનતો નહિ. વેદોક્ત જ અંતિમ શબ્દ છે એમ માનતો. પંજાબ ને પશ્ચિમ હિન્દ, ઉત્તર પ્રદેશ એ બધા તરફ એનું સારું જેવું જોર હતું.

પત્રકારત્વ પણ ઠીક વિકસતું હતું. દેશીભાષાઓમાં, સારા પ્રમાણમાં અખબારો નીકળતાં અને વંચાતાં. હિન્દમાં અખબારોને લીધે, એકબીજા પ્રાંત વચ્ચે વિચાર-વિનિમય સહેલો થઈ પડ્યો. રેલ્વે વગેરે વાહનોથી પણ પ્રાંત અને પ્રાંત વચ્ચેનું અંતર ઘટતું ગયું. એકબીજાના સામાન્ય પ્રશ્નો ભેગા મળીને ચર્ચવાની વૃત્તિ વધવા લાગી. કારણ કે, દરેકના પ્રશ્ન લગભગ સરખા જ હતા. કારણ, દરેક ઠેકાણે અંગ્રેજોનું રાજ્ય હતું. રાજ્ય કરવાની રીત એક હતી. પ્રજાને રંજાડવાની યોજના સરખી હતી. એટલે આમ ઉપલક દૃષ્ટિએ તો કશો જ ભેદ નહોતો અને જનતા આ નવી સંસ્કૃતિનું આક્રમણ અનિવાર્ય માનીને એને ધીમે ધીમે વશ થઈ પોતાના જીવનને એને અનુકૂળ બનાવવા પ્રયત્ન કરતી હતી. આ બધી રાજકીય, સામાજિક સુધારાની પ્રવૃ-

રિવાજ બંધ કરાવ્યો, એવી એવી વાતો, ઈતિહાસમાં હવે શીખવાય છે. અને તેજ વિદ્યાર્થી સાચી માને છે, કારણ કે એ હકીકતો એને પરીક્ષામાં પાસ થવા ગોખવી પડે છે.

અંગ્રેજી ભણીને જે લોકો ખૂબ આગળ વધેલા છે, મોટા હોદ્દાઓ પર છે, અથવા વકીલ, ડૉક્ટર જેવો ધંધો કરે છે, તેમણે અંગ્રેજી પોષાક અપનાવ્યા છે. બાકી આમ જનતા તો જૂનો પોષાક જ પહેરે છે. કૉલેજના વિદ્યાર્થીઓ પણ મોટે ભાગે ધોતિયું ને લાંબો કોટ, ને નહિ તો ધોતિયું ને પહેરણ પહેરે છે, ને માથે ટોપી મૂકે છે. કૉલેજમાં જે મોટા અધ્યાપકો છે, તે પણ કોઈ દેશી પોષાકમાં છે, તો કોઈક અંગ્રેજી પોષાકમાં છે. સામાન્ય જનતામાં પણ અંગ્રેજી બોલનાર તરફ માનથી અને આદરથી જોવાય છે. એથી બધા વટ પાડવા અંગ્રેજી ભાષામાં વાત કરે છે. ને એનો પ્રચાર એટલો વધ્યો છે કે અંગ્રેજી ભણેલો બાપ હોય, તો, બાપબેટા પત્રવ્યવહાર પણ અંગ્રેજી ભાષામાં જ કરે છે. એટલે દેશી ભાષા ઉપરે પણ અંગ્રેજી ભાષાનું આક્રમણ ખૂબ વધતું જાય છે. એ આક્રમણ ક્યાં જઈને અટકશે તે કહી શકાતું નથી. કારણકે અંગ્રેજી ભણેલાઓ ઘરમાં વાતચીત કરવા સિવાય પોતાની માતૃભાષા જોડે ઝાઝો સંપર્ક રાખતા નથી. એ અંગ્રેજી અખબારો વાંચે છે, અંગ્રેજી પુસ્તકો વાંચે છે, ને રોજિંદા જીવનમાં અંગ્રેજી ભાષા દ્વારા પોતાનું કાર્ય ચલાવી લે છે. તેમાં વળી, શ્રી સુરેન્દ્રનાથ, શ્રી ફિરોજશાહ, શ્રી માલવીયાજી, જેવાનાં અંગ્રેજીમાં છટાદાર વ્યાખ્યાનોથી એનો અંગ્રેજીનો મોહ ઠીક ઠીક વધતો જાય છે. એને થાય છે કે મહાન થવું હોય તો આ ભાષાનો ઉપયોગ કરવાથી જ બેડો પાર થશે.

અંગ્રેજી માધ્યમ દ્વારા જ આપવાની શરૂઆત થઈ છે. ભૂગોળ, ઈતિહાસ, અંગ્રેજી, વિજ્ઞાન, વગેરે વિષયો ધ્યાનપૂર્વક શીખવાય છે. વિદ્યાર્થીઓ પણ નવા નવા વિષયો ધગશથી શીખે છે. આ વિષયોની વિવિધતાથી, વિદ્યાર્થીની દૃષ્ટિ પણ પૂર્વજોએ બાંધેલા સીમાડા છોડી તોડી નવી દુનિયા જુએ છે. એને શેક્સપિયર, મિલ્ટન, ન્યૂટન, નેપોલિયન, કોલંબસ વગેરે થવાનાં સ્વપ્નાં જાગે છે. એને નવી દુનિયા વસાવવી છે. એને હવે 'ગંગામાં સ્નાન કરવાથી પવિત્ર થવાય છે' એમ પિતા કહે, તો શી રીતે પવિત્ર થવાય એની છણાવટ એના પિતા જોડે કરી શકે એટલી એની બુદ્ધિ વિકાસ પામી છે.

આ રીતે જૂના ધર્મગ્રન્થો, જૂનાં શાસ્ત્રો, એ બધામાંથી નવા ભણતરનો ઈતબાર સદંતર ઊઠી ગયો છે. એને તો બધું બુદ્ધિની સરાણે ચઢાવવાની ટેવ પડી છે, એમાંથી જે સાચું નીકળે તે જ સાચું, બીજું કથીર એવું કંઈક એ માને છે.

• રાજકીય અસંતોષ છે. પણ ૧૮૫૭ માં સરકારે જે રીતે એ અસંતોષ દાબી બળવાખોરોને જાહેરમાં ઝાડે લટકાવ્યા, એથી લોકો ધાક ખાઈ ગયા છે. એનું પુનરાવર્તન થશે એ બીકે, સામાન્ય માણસોમાં તો એવો પ્રત્યાઘાત જન્મ્યો છે, કે અંદરથી અંગ્રેજોને ધિક્કારતા હોવા છતાં, બહારથી તો એ લોકો એનાં વખાણ કરે છે, સરકાર માબાપનાં ગુણગાન કરે છે. સરકાર માબાપે, ઠગ, લૂંટારા, વગેરે ત્રાસમાંથી છોડાવ્યા, એણે આપણો સતીનો જંગલી

રિવાજ, બંધ કરાવ્યો, એવી એવી વાતો, ઈતિહાસમાં હવે શીખવાય છે. અને તેજ વિદ્યાર્થી સાચી માને છે, કારણ કે એ હકીકતો એને પરીક્ષામાં પાસ થવા ગોખવી પડે છે.

અંગ્રેજી ભણીને જે લોકો ખૂબ આગળ વધેલા છે, મોટા હોદ્દાઓ પર છે, અથવા વકીલ, ડૉક્ટર જેવો ધંધો કરે છે, તેમણે અંગ્રેજી પોષાક અપનાવ્યો છે. બાકી આમ જનતા તો જૂનો પોષાક જ પહેરે છે. કૉલેજના વિદ્યાર્થીઓ પણ મોટે ભાગે ધોતિયું ને લાંબો કોટ, ને નહિ તો ધોતિયું ને પહેરણ પહેરે છે, ને માથે ટોપી મૂકે છે. કૉલેજમાં જે મોટા અધ્યાપકો છે, તે પણ કોઈ દેશી પોષાકમાં છે, તો કોઈક અંગ્રેજી પોષાકમાં છે. સામાન્ય જનતામાં પણ અંગ્રેજી બોલનાર તરફ માનથી અને આદરથી જોવાય છે. એથી બધા વટ પાડવા અંગ્રેજી ભાષામાં વાત કરે છે. ને એનો પ્રચાર એટલો વધ્યો છે કે અંગ્રેજી ભણેલો બાપ હોય, તો, બાપબેટા પત્રવ્યવહાર પણ અંગ્રેજી ભાષામાં જ કરે છે. એટલે

આ રીતે ૧૮૮૨માં-ટંડનબાબુના જન્મ સમયે હિન્દની પરિસ્થિતિ આવી હતી. ૧૮૫૭ ના બળવાના પ્રત્યાઘાત શમ્યા નહોતા. લોકો દમાયા હતા. અંગ્રેજ સામેના આંદોલનને ધીમું ધીમું પણ દૃઢમૂલ એવું સ્વરૂપ લેવા માંડ્યું હતું, જે ત્રણ વર્ષ રહીને 'હિન્દી રાષ્ટ્રીય મહાસભા ' એ નામે પ્રગટ થયું.

બીજી બાજુ, પરદેશી શાસન તરફ આપણે પૂરેપૂરા મુગ્ધ ભાવે જોતા હતા. નવું સારું લાગતું હતું. એટલે એને અપનાવવા છતાં જૂનું હજી આપણે છોડ્યું નહોતું. કારણ જૂનું છોડવામાં, હજી આપણી ઉપર સદીઓનો સભ્યતાનો વારસો આડે આવતો હતો.

આમ શૈક્ષણિક, સામાજિક, રાજકીય, સાંસ્કૃતિક, ગમે તે દૃષ્ટિએ જોઈએ તો ૧૮૮૨ નો કાળ એ સંક્રાન્તિ કાળ હતો. એ મંથનયુગ હતો. હજી વહેણ સ્થિર થયાં નહોતાં. શરદ ઋતુના સમય જેવી દેશની દશા હતી.

## ૨ માતાપિતા, બાળપણ, કેળવણી

હિન્દની સુવર્ણભૂમિ એટલે સંયુકત પ્રાંત, જે આજે ઉત્તરપ્રદેશના નામથી ઓળખાય છે. એ પ્રાંતની ધરતી પુણ્યસલિલા છે. એમાં થઈને જ ગંગા, યમુના, ગંડકી, સરયૂ વગેરે પવિત્ર, સંસ્કૃતિ જન્માવનાર નદીઓ વહે છે. એના કિનારા પર જ કાશી, પ્રયાગ, હરદ્વાર, ઋષિકેશ, અયોધ્યા, મથુરા, વૃંદાવન જેવાં ધર્મસ્થાનો એક બાજુ છે, તો બીજી બાજુ આગ્રા, લખનૌ, કાનપુર જેવાં ઐતિહાસિક સ્થળો પણ એ જ ભૂમિમાં રહેલાં છે. એ જ ભૂમિમાં માલવીયાજી, મોતીલાલજી જવાહરલાલજી અને પંતજી જેવા રાજપુરુષો જન્મ્યા. એ ભૂમિમાં શ્રી. રામ જેવા મહામાનવ જન્મ્યા, તુલસીદાસ ને કબીર જેવા સંતો જન્મ્યા. એ ભૂમિમાં હિન્દનાં પ્રાંતપ્રાંતમાંથી તીર્થયાત્રાએ, પવિત્ર થવાને હજારો લોકો આવે છે ને પવિત્ર થઈને જાય છે.

એ પ્રદેશ એટલે હિમાલયનો ને ગંગાનો પ્રદેશ, કૃષ્ણ ને રામનો પ્રદેશ.

એ પ્રદેશની જોડે કેટકેટલી સંસ્કૃતિઓ સંકળાયલી છે. હિન્દુ સસ્કૃતિ આ પ્રદેશમાં જ વિકસી તો મુસ્લિમ સંસ્કૃતિ

પણ અહીં જ પાંગરી, ને હિન્દુ મુસ્લિમ સંસ્કૃતિનો સમન્વય પણ અહીં જ થયો. અહીં જ કબીર જેવા સંતો થયા. અહીં જ ભ્રાતૃભાવનાં ગીતો ગવાયાં. મીરાંની કર્મભૂમિ પણ આ જ હતી. ફળદ્રુપતાની દૃષ્ટિએ જોઈએ તો પણ આ પ્રદેશ હિન્દનો ફળદ્રુપમાં ફળદ્રુપ પ્રદેશ છે. કારણ હિમાલયની નદીઓ આ પ્રદેશને બારે મહિના લીલોછમ રાખીને ધરતીમાંથી સોનું આપણને આપે છે.

આવો પ્રકૃતિસુંદર પ્રદેશ તે ટંડનબાબુનું વતન. એમના પિતા અલ્લાહાબાદ—જે પ્રયાગરાજ તરીકે પણ ઓળખાય છે—માં એકાઉન્ટન્ટ જનરલની ઑફિસમાં એક સાધારણ કારકુન હતા. એમનું નામ સાલિકરામ ટંડન. એમના પિતા મૂળ તો પ્રયાગથી વીશેક માઈલ દૂર, સયદપુરમાં રહેતા. પણ ત્યાંથી શહેરમાં ચાલી આવેલા. ને પછી કાયમનો વસવાટ અલ્લાહાબાદમાં જ કરેલો.

અલ્લાહાબાદમાં ઘણાં વર્ષોથી રહેતા હોવાથી, કાયસ્થ કુટુંબો એમને બધા ઓળખે. સાલિકરામબાબુની સ્થિતિ સાધારણ હોવાથી, મહામુશ્કેલીથી એમનો આર્થિક વ્યવહાર ચાલતો. સાધારણ રીતે એક કારકુનનો પગાર ટૂંકો હોય જ. તેમાં સાલિકરામબાબુ ધાર્મિક વૃત્તિવાળા વિશેષ હોવાથી, એ દિશામાં તેઓ ખૂબ ખર્ચ કરતા. એથી ઘરખર્ચને પહોંચી વળાતું નહિ.

રાધાસ્વામી નામના એક મહંતે, નવો રાધાસ્વામી સંપ્રદાય સ્થાપ્યો હતો. તેના તેઓ પ્રથમ શિષ્ય હતા. એમની ગુરુભક્તિ દૃઢ હતી. એમને સત્સંગ ખૂબ ગમતો. સત્સંગમાં બધા એમને પ્રેમસરણ નામથી ઓળખતા.

સાલિકરામજીની વૃત્તિઓ ધર્મ તરફ વળવાનું એક વિશેષ કારણ એ હતું, કે એમનાં સંતાનો નાનપણમાં ગુજરી જતાં. લગભગ ચાર સંતાનો, જરા મોટાં થઈ ગુજરી ગયાં હતાં. આમ સંતાનસુખ ન હોવાથી, એમનો દુઃખી આત્મા સત્સંગ દ્વારા આનંદ મેળવતો. આ ઉપરાંત રાધાસ્વામીમાં એમને ઘણી ઊંડી શ્રદ્ધા હતી. એ શ્રદ્ધા દિનપ્રતિદિન વધતી જતી હતી. આ રીતે આર્થિક મુસીબત, ને તેમાં ઉપરાઉપરી સંતાનોનો જન્મ થતાં થોડા સમયમાં જ સ્વર્ગવાસ–એ બે દુઃખોનું મારણ એમને માટે સત્સંગ હતો. સત્સંગ ઉપરાંત ઘેર પણ તેઓ પ્રાર્થના, પૂજન કરતા અને દેવને અંતરથી પોતાને દીર્ઘાયુષી સંતાન આપવાની પ્રાર્થના કરતા.

સાચા હૈયાની પ્રાર્થના હમેશાં દેવ સાંભળે છે જ. ને આખરે દેવે એમને ત્યાં શ્રાવણ મહિનાની પુરુષોત્તમ માસની શુક્લપક્ષની બીજ વિ. સં. ૧૯૩૯ (ઈ. સ. ૧૮૮૨)માં એક પુત્રને જન્મ આપ્યો.

આ પુત્ર પુરુષોત્તમ માસમાં જન્મ્યો હોવાથી એનું નામ પુરુષોત્તમદાસ રાખવામાં આવ્યું.

ચાર સંતાનોના મૃત્યુ પછી અનેક પ્રાર્થનાઓ સાંભળીને ભગવાને આ પુત્રરત્ન આપ્યુ હોવાથી સાલિકરામજીએ એમને ખૂબ લાડથી ઉછેરવા માંડ્યા. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તેમ પુરુષોત્તમે નાનપણથી જ પોતાની વિશેષતાઓ પ્રગટ કરવા માંડી. તેઓ નાનપણથી જ નીડર હતા. કોઈની પણ પરવા ન કરે. મનસ્વી રીતે વર્તે.

ટંડનજીની પડોશમાં એક સજ્જન રહેતા હતા. એમની

સમક્ષ ફરિયાદ ન આવી હોય. 'એણે તો મારા છોકરાને માર્યો,' 'એણે મારી દીકરીનું ખાવાનું ઝૂંટવી લીધું,' 'આજે એણે આમ કર્યું ને કાલે ઢીંકણું કર્યું,' એમ એમના દીકરાની ફરિયાદ સુણતાં માબાપ બન્ને હેરાનપરેશાન થઈ જતાં.

એકવાર એમની માને તેઓ બહુ તંગ કરતા હતા, ત્યારે તેમની માએ ટપકો આપ્યો, આ વખતે વાતમાં એમણે કહ્યું કે એમની મોટી બહેન ભગવાનને ત્યાં ગઈ છે.

તરત જ જિજ્ઞાસુ બાળકે માને પૂછ્યું, 'મા! ભગવાન ક્યાં રહે છે?'

માએ જવાબ આપ્યો: 'ગંગાજીની પણ પેલી પાર આઘે......ખૂબ આઘે.'

બસ, બાળટંડનના મનમાં રહી ગયું કે ગંગાની પેલી પાર ભગવાન રહે છે, એટલે એક દિવસ એ બાળક ભગવાનને મળવા ઘેરથી કોઈને કહ્યા વિના ઊપડ્યો. ફરતો ફરતો, ગંગાકિનારે આવ્યો. નદીને જોઈ, એ મૂંઝાયો. સામે પાર શી રીતે પહોંચાય? એણે ત્યાં એક બાઈને પૂછ્યું: 'સામે પાર કેમ જવાય?'

પેલી બાઈએ પૂછ્યું, 'ત્યાં કેમ જવું છે?'

બાળટંડન કહે, 'ત્યાં મારી બહેન ભગવાનની પાસે રહે છે, તેને મળવા જવું છે. તમે ભગવાનને જોયા છે?'

પેલી બાઈને આ છોકરા જોડે વાત કરવાની મઝા પડી એ ભલી હતી. એને માછલીવાળાના મકાનની જાણ હતી એટલે એ બાળટંડનને સમજાવી પટાવી એને ઘેર

પહોંચતી કરી આવી ને ભગવાનને ત્યાં જવાનું પરાક્રમ સમજાયું. મા તો હેબતાઈ ગયાં. એમને ક્યાંથી ખ્યાલ હોય, કે એમણે મશ્કરીમાં જે કહ્યું તે, આ બાળક આટલું બધું ગંભીર માની ત્યાં એકલો જવા પ્રયત્ન કરશે!

ટંડનજીનો પ્રાથમિક અભ્યાસ એક મૌલવીજી આગળ થયો. મૌલવી ખૂબ પ્રેમાળ હતા. મૌલવીજીને આજે પણ ટંડનજી ખૂબ ભાવપૂર્વક યાદ કરે છે અને રોજ સ્નાન કરતી વખતે એમના એ ગુરુદેવને તેઓ અંજલિ આપે છે. ટંડનજીની મુસ્લિમ ગુરુ માટેની આ ભક્તિ દર્શાવે છે, કે મુસ્લિમોના તેઓ વિરોધી છે, એવો જે આક્ષેપ એમની ઉપર મુકાય છે તે કેટલો વાહિયાત છે. એ આક્ષેપ સાચો હોય તો તેઓ મુસ્લિમને સ્નાન વખતે અંજલિ આપે જ નહિ.

મૌલવી સાહેબ આગળ તેઓ થોડું ઊર્દુ પણ શીખ્યા. પ્રાથમિક શિક્ષણમાં તેઓ બહુ તેજસ્વી વિદ્યાર્થી હતા.

ટંડનજી પ્રાથમિક શિક્ષણ પૂરું કરી અલાહાબાદની સી. એ. વી. સ્કૂલમાં માધ્યમિક શિક્ષણ માટે દાખલ થયા. આ વખતે એમને એક મિત્રની ખરી સંગતથી બહારનું ખાવાપીવાનો શોખ લાગ્યો. વળી પોતે એકલા તો ખાય નહિ, મિત્રમંડળી જોડે હોય જ. એ બધાનો ખર્ચ પોતે આપે. હવે પિતાશ્રીનો પગાર ટૂંકો. તેમાં વળી ટંડનજીને એક નાનો ભાઈ તથા એક બહેન હતાં. એમનું ખર્ચ પણ ખરું જ. એટલે ટંડનજીના વધારે ખર્ચા એમના પિતાને પોસાય એમ હતા જ નહિ.

ટંડનજીએ પૈસા મેળવવાનો નવો માર્ગ અખત્યાર

સમક્ષ ફરિયાદ ન આવી હોય. 'એણે તો મારા છોકરાને માર્યો,' 'એણે મારી દીકરીનું ખાવાનું ઝૂંટવી લીધું,' 'આજે એણે આમ કર્યું ને કાલે તીકણું કર્યું,' એમ એમના દીકરાની ફરિયાદ સુણતાં માબાપ બન્ને હેરાનપરેશાન થઈ જતાં.

એકવાર એમની માને તેઓ બહુ તંગ કરતા હતા, ત્યારે તેમની માએ ઠપકો આપ્યો, આ વખતે વાતમાં એમણે કહ્યું કે એમની મોટી બહેન ભગવાનને ત્યાં ગઈ છે.

તરત જ જિજ્ઞાસુ બાળકે માને પૂછ્યું, 'મા! ભગવાન ક્યાં રહે છે?'

માએ જવાબ આપ્યો: 'ગંગાજીની પણ પેલી પાર આઘે......ખૂબ આઘે.'

બસ, બાળટંડનના મનમાં રહી ગયું કે ગંગાની પેલી પાર ભગવાન રહે છે, એટલે એક દિવસ એ બાળક ભગવાનને મળવા ઘેરથી કોઈને કહ્યા વિના ઊપડ્યો. ફરતો ફરતો, ગંગાકિનારે આવ્યો. નદીને જોઈ એ મૂંઝાયો. સામે પાર શી રીતે પહોંચાય? એણે ત્યાં એક બાઈને પૂછ્યું: 'સામે પાર કેમ જવાય?'

પેલી બાઈએ પૂછ્યું, 'ત્યાં કેમ જવું છે?'

બાળટંડન કહે, 'ત્યાં મારી બહેન ભગવાનની પાસે રહે છે, તેને મળવા જવું છે. તમે ભગવાનને જોયા છે?'

પેલી બાઈને આ છોકરા જોડે વાત કરવાની મઝા પડી: એ ભલી હતી. એને માછલીવાળાના મકાનની જાણ હતી એટલે એ બાળટંડનને સમજાવી પટાવી એને ઘેર

પહોંચતી કરી આવી ને ભગવાનને ત્યાં જવાનું પરાક્રમ સમજાવ્યું. મા તો હેબતાઈ ગયાં. એમને ક્યાંથી ખ્યાલ હોય, કે એમણે મશ્કરીમાં જે કહ્યું તે, આ બાળક આટલું બધું ગંભીર માની ત્યાં એકલો જવા પ્રયત્ન કરશે!

ટંડનજીનો પ્રાથમિક અભ્યાસ એક મૌલવીજી આગળ થયો. મૌલવી ખૂબ પ્રેમાળ હતા. મૌલવીજીને આજે પણ ટંડનજી ખૂબ ભાવપૂર્વક યાદ કરે છે અને રોજ સ્નાન કરતી વખતે એમના એ ગુરુદેવને તેઓ અંજલિ આપે છે. ટંડનજીની મુસ્લિમ ગુરુ માટેની આ ભક્તિ દર્શાવે છે, કે મુસ્લિમોના તેઓ વિરોધી છે, એવો જે આક્ષેપ એમની ઉપર મુકાય છે તે કેટલો વાહિયાત છે. એ આક્ષેપ સાચો હોય તો તેઓ મુસ્લિમને સ્નાન વખતે અંજલિ આપે જ નહિ.

મૌલવી સાહેબ આગળ તેઓ થોડું ઉર્દુ પણ શીખ્યા. પ્રાથમિક શિક્ષણમાં તેઓ બહુ તેજસ્વી વિદ્યાર્થી હતા.

ટંડનજી પ્રાથમિક શિક્ષણ પૂરું કરી અલાહાબાદની સી. એ. વી. સ્કૂલમાં માધ્યમિક શિક્ષણ માટે દાખલ થયા. આ વખતે એમને એક મિત્રની ખૂરી સંગતથી બહારનું ખાવાપીવાનો શોખ લાગ્યો. વળી પોતે એકલા તો ખાય નહિ, મિત્રમંડળી જોડે હોય જ. એ બધાનો ખર્ચ પોતે આપે. હવે પિતાશ્રીનો પગાર ટૂંકો. તેમાં વળી ટંડનજીને એક નાનો ભાઈ તથા એક બહેન હતાં. એમનું ખર્ચ પણ ખરું જ. એટલે ટંડનજીના લખલૂટ ખર્ચા એમના પિતાને પોષાય એમ હતા જ નહિ.

ટંડનજીએ પૈસા મેળવવાનો નવો માર્ગ અખત્યાર

કર્યો. એક વખત એમણે જોયું કે ઓરડામાં કોઈ નથી. પિતાજીનો કોટ પડેલો હતો. ઘરમાં એક આંટો માર્યો. માતાજી નહાતાં હતાં. પિતાજી દિશાએ ગયા હતા. નાનીબેન ઊંઘતી હતી. ભાઈ રમવા ગયો હતો. તક બરાબર હતી. એમણે પિતાજીના પાકિટમાંથી દશ રૂપિયાની નોટ ઉઠાવી, ને પાકિટ પાછું બરાબર મૂકી પલાયન થઈ ગયા.

બપોરે મિત્રોને લઈ જઈ સારી એવી ઉજાણી કરી, ને લહેર કરી. અહીં બપોરે પિતાએ જોયું તો દશની નોટ ગુમ. એમને કયાંયથી થોડીથોડી ભાળ મળેલી કે પુરુષોત્તમને બહારનું ખાવાની આદત પડી છે. એટલે એમને શક ગયો કે એણે જ લીધા હશે. સાંજે ઘેર ગયા, ત્યારે પુરુષોત્તમ નહોતો. એમણે આજે બરાબર પરીક્ષા લેવાનું નક્કી કર્યું. પુરુષોત્તમ આવ્યો, એટલે એમણે પોતાનાં પત્નીને કહ્યું: 'પુરુષોત્તમને ખાવાનું આપ. એ ભૂખ્યો થયો હશે.'

ટંડનજી કહેઃ 'ના, મને ભૂખ નથી.'

'કેમ ભૂખ નથી?'

'તબિયત ઠીક નથી.'

પણ એવામાં એમના નાનાભાઈ રઘુનાથને ખબર પડેલી એટલે એ કહેઃ 'એ તો આજે બપોરે ઉજાણી કરેલી. એમાં ખૂબ ખાધું છે, તેથી ભૂખ નથી.'

'શાની ઉજાણી કરેલી?' એમના પિતાએ પૂછ્યું.

ટંડનજીએ નાનાભાઈને ધમકાવ્યો, 'કોણે કહ્યું ઉજાણી કરેલી. ખોટી ખોટી વાત કરે છે!'

પોતાની મજાક કરે છે, એટલે એમણે એ નોટબૂકને ફેંકી દીધી.

ટંડનજીએ કહ્યું, 'તમે કેમ જોયા વિના નોટબૂક ફેંકી દીધી ? મેં અનુવાદ કર્યો છે !'

શિક્ષક છોભીલો પડી ગયો. પોતે ફેંકી દીધેલી નોટબુક ઉપાડી, જોયું તો ટંડનજીએ અક્ષરશઃ સુંદર અનુવાદ કર્યો હતો ! એમણે પૂછ્યું, 'કેમ ઘેરથી આ ફકરો તૈયાર કરીને લાવેલો ?'

'ના, જી.'

પેલા શિક્ષક ટંડનજીને પાસે બોલાવ્યા. આટલો જલદી ને આટલો સરસ રીતે અનુવાદ કરવા માટે એની પીઠ થાબડી.

માત્ર ભણવામાં જ તેઓ આટલા પ્રવીણ હતા એવું નહોતું. રમતગમતમાં પણ એટલા કાબેલ હતા. ક્રિકેટમાં તો તેઓ નિષ્ણાત ગણાતા. નિશાળની ક્રિકેટ ટીમમાં એમનું સ્થાન મોખરે હતું. એમને લીધે જ નિશાળની ક્રિકેટ ટીમની ઇજ્જત હતી.

એ સ્કૂલમાંથી એમણે મેટ્રિકની પરીક્ષા આપી. આખા પ્રાંતમાંથી બીજે નંબરે પરીક્ષામાં પાસ થયા. એમને છાત્રવૃત્તિ મળી.

કૉલેજમાં એમની કીર્તિ ખૂબ વધી. કૉલેજની રમતગમત સમિતિના તેઓ મંત્રી ચૂંટાયા. કૉલેજની ક્રિકેટ ટીમના તેઓ કેપ્ટન નિમાયા.

કૉલેજના અભ્યાસ દરમ્યાન એમને કૉલેજના પ્રિન્સિ-

પાલ જોડે સખત ઝઘડો થયો. ટંડનજી ખૂબ સ્વતંત્ર પ્રકૃતિના અને સ્વમાની હતા. એક વર્ષે કૉલેજના છમખાનાના મંત્રી હતા. કૉલેજનો મેળાવડો હતો. પ્રિન્સિપાલે ટંડનજીને પૂછ્યા વિના, મેળાવડામાં બંદોબસ્ત રાખવા પોલીસને કહ્યું. નક્કી કરેલે સમયે પોલીસ આવી પહોંચી. ટંડનજી પોલીસને જોઈ અચંબો પામ્યા. તપાસ કરતાં એમને જણાયું કે પ્રિન્સિ-પાલ સાહેબે પોલીસને બોલાવી હતી.

આથી ટંડનજીને ગુસ્સો ચડ્યો. તેમણે વિદ્યાર્થીઓને સમજાવ્યા કે પ્રિન્સિપાલની જોહુકમી બરદાસ્ત ન થઈ શકે. પ્રિન્સિપાલની ફરજ હતી, કે મેદાન ઉપરની બધી વ્યવસ્થા માટે મંત્રીની સલાહ લે. વિદ્યાર્થીઓ એમના પક્ષમાં હતા.

રમતગમતની શરૂઆત થઈ. બહારથી એક વિદ્યાર્થી અંદર આવતો હતો, તેને પોલીસે અટકાવ્યો. ટંડનજીને ખબર પડતાં તેઓ ત્યાં પહોંચ્યા ને પોલીસને ધમકાવ્યો. પોલીસે એમનું અપમાન કર્યું એટલે ટંડનજી કહે, 'આ તારો દંડો જ તારા બરડામાં લગાવીશ, બહુ ગરબડ કરશે તો!' એમ કહીને જોડે ઊભેલા એક માણસની લાકડી એમણે ઝૂંટવી ને પોલીસની સામે થઈ ગયા.

પોલીસે એના ઉપરીને ફરિયાદ કરી. પેલો પ્રિન્સિપાલ પાસે ગયો. પ્રિન્સિપાલે ટંડનજીને બોલાવી મંગાવ્યા. પ્રિન્સિપાલની પાસે ટંડનજી ગયા ને કહ્યું, 'મેં પોલીસની જોડે ઝઘડો કર્યો છે. આ મહાનિક વાત છે. બોલો શું કરવું છે?'

પ્રિન્સિપાલ મૂંઝવણમાં પડી ગયા. એમણે પોલીસને કહ્યું, 'હું ન જાણું. તમારે ફાવે તે કરો. જોઈએ તો

એને છોડી દો. અથવા તો જોઈએ તો એને થાણામાં લઈ જાઓ.'

ટંડનજી તરત જ તડૂકી ઊઠ્યા, 'તમે કેમ ન જાણો? તમારા હુકમથી તો એ આવ્યા છે. તે વખતે તો તમે જાણતા હતા ને હવે કેમ નથી જાણતા?'

પ્રિન્સિપાલ તે વખતે તો કશું બોલ્યા નહિ, પણ પોલીસની હાજરીમાં પોતાનું આવું અપમાન કરનાર વિદ્યાર્થીની પછીથી ખબર લેવાનો એમણે નિશ્ચય કર્યો. પ્રિન્સિપાલને મોળા જોઈ પોલીસે પણ એમને છોડી દીધા.

બીજે દિવસે વિદ્યાર્થીઓ હડતાળ પર ઊતર્યા. એમણે પ્રિન્સિપાલે જે આપખુદ વર્તણૂક ચલાવી, તેનો વિરોધ કર્યો. વિદ્યાર્થીઓનું એક પ્રતિનિધિમંડળ પ્રિન્સિપાલને મળ્યું. એ વખતે તો પ્રિન્સિપાલે પતાવી દીધું. પણ પરિણામે ટંડનજીને એક વર્ષ માટે કૉલેજમાંથી બરતરફ કર્યા. ને આમ એક વર્ષ તેઓ ઘેર બેઠા એ વર્ષ દરમ્યાન એમણે ખૂબ અભ્યાસ કર્યો. વર્ષ પછી પણ એના એજ પ્રિન્સિપાલ હતા. એમને વિજ્ઞાન ખૂબ પ્રિય હતું અને તેમાંય વિશેષે કરીને રસાયણશાસ્ત્ર બહુ ગમતું. એનો એમને નાનપણથી જ પ્રેમ. પણ રસાયણશાસ્ત્રના પ્રાધ્યાપક પ્રિન્સિપાલ હતા. એટલે એ વિષય તો લેવાય એમ હતું જ નહિ એથી એમણે સાહિત્ય વિષય લીધો, ને વિજ્ઞાનને બદલે આર્ટ્સના વિદ્યાર્થી બન્યા. આમ સ્વમાનને લીધે એમને પોતાના જીવનપ્રવાહના વહેણને બદલવું પડ્યું.

બી. એ. થયા. હવે શું કરવું એ પ્રશ્ન થઈ પડ્યો.

પોતાના માની સ્વભાવ અનુસાર સ્વતંત્ર ધંધો જ એમને માટે અનુકૂળ હતો. એટલે વકીલાતનું શિક્ષણ લેવા માંડ્યું. વકીલાતના શિક્ષણની જોડે જ એમણે એમ. એ. ની પણ ટર્મ્સ ભરવા માંડી. એ રીતે એમ. એ. તથા એલ-એલ. બી. બન્ને પરીક્ષાઓમાં તેઓ સારી કક્ષામાં ઉત્તીર્ણ થયા. આ રીતે તેઓ કૉલેજની ક્રિકેટ ટીમના જ કેપ્તાન નહોતા, પણ સારી વિદ્યાર્થી આલમના કેપ્તાન હતા. છતાંય એમને મન એમની કૉલેજની કારકીર્દિ કરતાં પોતાનું સ્વમાન વધારે વહાલું હતું.

રમતગમતનો તો એમને બહુ શોખ. એમની કૉલેજ એમની કપ્તાનગીરી હેઠળ મોટે ભાગે તો જીતતી જ. તેઓ ખૂબ કુશળ ખેલાડી ગણાતા. એમને શેતરંજનો ખૂબ જ શોખ હતો. કૉલેજની રમતગમતમાં એમને ઉત્તમ શેતરંજના ખેલાડી તરીકે ઈનામો મળેલાં.

શેતરંજે એમનું એક વર્ષ ખોવડાવેલું એનું એક રમુજી દૃષ્ટાન્ત મળે છે. એકવાર એક જણની જોડે એમને શેતરંજ વિષે કંઈ હોંસાતોંશી થઈ. ટંડનજી પેલાને કહે, "આવી જા." સામાવાળો પણ એવો જ માની હતો. એ તૈયાર થઈ ગયો. બન્ને શેતરંજના શોખીન. બન્નેની પરીક્ષા હતી, પણ બન્ને શેતરંજના શોખમાં ભાન ભૂલ્યા, ને શેતરંજ રમવા બેઠા. પરીક્ષા પરીક્ષાને ઠેકાણે રહી, ને અહીં રમત ચાલ્યા કરી. આખરે ટંડનજી જીત્યા. પણ પરીક્ષામાં ન બેસી શક્યા તેથી એક વર્ષ બગડ્યું. આ એમનો સ્વભાવ કેટલો ધૂની હતો તે સૂચવે છે.

કોલેજની પાર્લામેન્ટના, તેઓ પ્રથમ ચૂંટાયલા ઉપ-પ્રમુખ હતા. એ પણ વિદ્યાર્થીઓમાં એમની લોકપ્રિયતા કેટલી હતી તે દર્શાવે છે. કોલેજના વિદ્યાર્થીઓ એમની સ્વમાનવૃત્તિ વગેરેની તારીફ કરતા હતા. એમના કાયદાના અભ્યાસ વખતે પણ એકવાર પ્રિન્સિપાલને કંઈ પોતાની ફરિયાદો રજૂ કરવી હતી તે માટે વિદ્યાર્થીઓએ પોતાના નેતા તરીકે એમને જ ચૂંટી કાઢેલા.

આ રીતે વિદ્યાર્થીજીવનમાં એમણે નેતાગીરી મેળવી, અને કોલેજનું એક વર્ષ પ્રિન્સિપાલ જોડેના ઝઘડામાં ગુમાવીને, બીજું વર્ષ, શેતરંજના શોખ પાછળ ગુમાવીને પોતાની વિશિષ્ટતા બતાવી આપી. આમ એક વિદ્યાર્થી તરીકે એમની કારકીર્દિ ઉજ્જવલ હતી. એ ભાવિ મહત્તાની ઝાંખી કરાવતી હતી.

## ૩. વકીલાત

શ્રી. ટંડનબાબુએ ૧૯૦૬માં એમ. એ., એલ-એલ. બી ની ઉપાધિ મેળવી અને તેઓ કાયદાશાસ્ત્રી બન્યા. ઘરની સ્થિતિ સારી ન હોવાથી એમને કમાવાનો ફરજ પડી. ટંડનજીએ અલાહાબાદમાં જ વકીલાત કરવાનું નક્કી કર્યું. સનદ કઢાવી ને શરૂઆતમાં તો જિલ્લા કોર્ટમાં વકીલાત કરવા માંડી. ત્યાં થોડો અનુભવ લીધો. આજીવિકા પૂરતું કમાવા પણ માંડ્યું.

ટંડનજીએ નાનપણમાં પિતાજીને કદીય જૂઠું ન બોલવાનું વચન આપ્યું હતું. તે વચન એમણે અત્યારસુધી બહુ દૃઢતાથી પાળ્યું હતું. વકીલાત એટલે સાચ-જૂઠના પ્રસંગોથી ભરપૂર ધંધો. ટંડનજીએ વકીલાત દરમ્યાન પણ પિતાને આપેલું વચન ન તોડવું એવો નિર્ણય કર્યો.

એક બાજુ ઘરની સ્થિતિ ગરીબ હતી, બીજી બાજુ એમનો સત્યનો સિદ્ધાંત હતો. જો, તેઓ બધા મુકદ્દમાઓ હાથમાં લે, ખોટાનું ખરું કરે, તો તો એમની કમાણી ખૂબ

ધીકતી થાય. કારણ, એમની બુદ્ધિપ્રતિભાથી, એમની કાયદાની જાણકારીથી, જિલ્લા કોર્ટમાં થોડા સમયમાં જ એમણે નામના મેળવી હતી. પણ કોઈ અસીલ પોતાની પાસે આવે કે ટંડનજી એને રોકડું પરખાવી દેતાઃ 'જો ભાઈ, તારો મુકદ્દમો જૂઠો હશે તો મારાથી તારો બચાવ થઈ શકવાનો નથી. માટે બહેતર છે, કે તું કોઈ બીજો વકીલ શોધી લે. એવું અન્યાયનું કામ હું નહિ કરું.'

અસીલ એમને ખાત્રી આપે કે પોતાનો પક્ષ ન્યાયનો પક્ષ છે, અને પોતાનો મુકદ્દમો સાચો છે, તો જ તેઓ મુકદ્દમો હાથમાં લેતા. અને હાથમાં લેતી વખતે પણ તેઓ સ્પષ્ટ ચેતવણી આપતાઃ 'મુકદ્દમો લડતાં પણ જો મને એમ લાગ્યું કે તારો કેસ જૂઠો છે તો હું અધવચેથી તારો કેસ છોડી દઈશ.'

પરિણામે એક ફાયદો એ થયો, કે તેઓ ખોટા દાવા લેતા જ નથી એવી એમની ચોમેર ખ્યાતિ બંધાઈ ગઈ. એટલે લોકો એ એવા દાવા નહિ લે, અથવા તો લઈને અધૌંથી છોડી દેશે એ બીકે તે એવા દાવા એમની પાસે લઈ જતા જ નહિ. ફક્ત સાચા માણસો જ એમની પાસે આવતા. અને જે દાવા એમની પાસે આવતા, તે તેઓ એટલી સુંદર રીતે લડતા, કે એમના બીજા બધા વકીલો ને દાનો સાંભળવા આવેલા લોકો હેરત પામી જતા ને એમની વાહ વાહ કરતા.

ટંડનજીએ શરૂઆતમાં તો અલાહાબાદના વિખ્યાત વકીલ સર તેજબહાદુર સપ્રુના મદદનીશ તરીકે કામ કરવા માંડ્યું. એથી એમને એ ધંધાનો બહુ સરસ અનુભવ મળ્યો. સર

તેજબહાદુર આ ધંધાના વિખ્યાત પુરુષ હતા તેમની પાસે મોટા મોટા અને તરેહ તરેહના મુકદ્દમાઓ આવતા. સર-તેજબહાદુર આ મુકદ્દમાઓ તૈયાર કરવાનું ટંડનજીને સોંપતા. આ કારણે એમને વિવિધ મુકદ્દમાઓ શી રીતે લડવા, એની કાયદાની બારીકીઓ· કઈ એ બધાની જાણ થઈ, ને કાયદાની આંટીઘૂંટી પ્રત્યે એમની દૃષ્ટિ કેળવાવા લાગી.

ટંડનબાબુની પ્રતિષ્ઠા જામી. એ વખતે, દેશમાં બંગ-ભંગનું આંદોલન ખૂબ જોરમાં ચાલી રહ્યું હતું. ઠામ ઠામ નવજુવાનોની ધરપકડ થતી. એ નવજુવાનો પર બ્રિટીશ રાજ્યને ઉથલાવી પાડવાનું કાવતરું રચવાનો આરોપ મુકાતો. ભારે દંડ ને સજાઓ કે કાતી. ઘણા નવજુવાનો સરકારના જુલમનો ભોગ થઈ પડ્યા અને એમની પર મુકદ્દમા શરૂ થયા. આ જોઈ, ટંડનબાબુની દેશભક્તિ જાગૃત થઈ અને એમણે નક્કી કર્યું કે ક્રાન્તિકારીઓનો બચાવ એમણે વિના મૂલ્યે કરવો. અને એમણે ક્રાન્તિકારીઓનો દૃઢ રીતે બચાવ કરવા માંડ્યો. એ માટે એમણે પોતાના ધંધાની કમાણી જતી કરી. તે ઉપરાંત પોતાના પદરના પૈસા ખરચીને ક્રાન્તિવાદીઓને ફાંસીને માંચડે જતા છોડાવ્યા.

આ કાર્યથી એમની પ્રતિષ્ઠા ખૂબ વધી. એક સાચા દેશપ્રેમી તરીકે એમની ઈજ્જત ચારે તરફ પ્રસરી. આ પછી તેઓ બધા જ રાજકીય મુકદ્દમા વિના મૂલ્યે ચલાવતા. અને એથી રાજકીય ક્ષેત્રમાં કામ કરતા કાર્યકર્તાઓને એક જાતની ધરપત રહેતી. કે, આપણને સરકાર હેરાન કરશે, તો પણ આપણી વહારે ધાનાર અને આપણને ફાંસીને માચડેથી છોડાવનાર કોઈક માડીજાયો વીર મૌજુદ છે. આ

રીતે વકીલાતના ધંધા દરમ્યાન પરોક્ષ રીતે તેમણે રાજકીય પ્રવૃત્તિને ઘણો વેગ આપ્યો.

વકીલાત શરૂ કરી ત્યારથી જ રાજકારણમાં તેઓ ઊંડી દિલચસ્પી લેતા હતા. તેથી જ જ્યારે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં આંદોલન કર્યું, અને હિન્દમાંથી દક્ષિણ આફ્રિકામાં, ગરીબ માણસોને ફોસલાવીને ભરતી કરાવવામાં આવી તેની સામે વાંધો લીધો અને આંદોલન ઉપાડ્યું, ત્યારે રાષ્ટ્રપ્રેમી ટંડનજી પણ ઉત્સાહમાં આવી ગયા. એમણે ગામોગામ ફરીને, આફ્રિકામાં મજૂરની ભરતીમાં ન જવા માટે જનતાને સમજાવવા માંડી લોકોને અંગ્રેજી રાજ્યવિરુદ્ધ ઉશ્કેરવા માંડ્યા.

ટંડનબાબુની આ પ્રવૃત્તિઓ, અંગ્રેજી રાજ્યના હાકેમોને ખતરનાક લાગવા માંડી. એટલે જિલ્લા ન્યાયાધીશે એમને બોલાવ્યા. દક્ષિણ આફ્રિકામાં મજૂરોની ભરતી વિષે જે પ્રચાર તેમણે કરવા માંડેલો તે નર્યો રાજદ્રોહ છે, સરકાર એને ઘણું ગંભીર કાર્ય માને છે, એમ કહ્યું. ને એ કાર્ય છોડી દેવાને, નકામી સરકારની ખફગી વહોરી ન લેવાને એમને સમજાવ્યા, બલ્કે વિનવ્યા.

પણ ટંડનબાબુ તો કહે કે એ એમનો જન્મસિદ્ધ હક છે.

જિલ્લા મેજિસ્ટ્રેટ કહે: "તો તો પછી, તમારી સામે ઘણાં સખત પગલાં લેવાં પડશે. પછી સરકાર તમારી ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકી કામ ચલાવે, તો મારી પાસે આવતા ના."

"હું જે કાર્ય કરું છું તે પરિણામનો વિચાર કરીને

જ કરું છું. ધાકધમકીથી હું ડરી જનારો માણસ નથી. અને તમારે યાદ રાખવું જોઈએ, કે તમે એક વકીલ જોડે વાત કરી રહ્યા છો એટલે કાયદાની બીકથી મને ડરાવી નહિ શકાય. છતાં તમારે જે પગલાં લેવાં હોય તે તમે ખુશીથી લઈ શકો છો."

"ત્યારે તો તમે પૂરેપૂરા અંગ્રેજવિરોધી લાગો છો"

આ વાક્ય સાંભળી ટંડનજી ખૂબ હસ્યા. પેલો ન્યાયાધીશ છોભીલો પડી ગયો.

ટંડનજી એને કહે, "ઓહોહો, આવી સાદી સીધી વાત સમજતાં તમને આટલી બધી વાર લાગી." એમ કહી ટંડનજીએ ચાલતી પકડી

આ રીતે એમના વકીલાતના ધંધામાં પણ એક જાતનું સ્વતંત્ર માનસ, એક પ્રકારની આઝાદીની તુમાખી સ્વાભાવિક સ્વરૂપે ટંડનજીમાં જણાઈ આવે છે. વકીલાતની જોડે તેઓ રાજકારણમાં પણ સક્રિય ભાગ લેતા. વળી, બીજા વકીલો ન્યાયાધીશોને બેસ્રોગાદ આપે, પાર્ટી આપે, હરકોઈ રીતે ખુશ રાખે, ત્યારે ટંડનજી આવી તોછડી રીતે વર્તે. વળી એમને ખબર કે આ જ ન્યાયાધીશ સમક્ષ પાછા મુકદ્દમા લડવા જવું પડશે, અને ત્યારે એ જરૂર કિન્નો રાખશે, પણ એમાં વકીલ તરીકેનું એમનું ગૌરવ રહેલું છે. અને એ રીતે એઓ અન્ય પૈસાધપુ ને સ્વાર્થપરાયણ વકીલોથી જૂદા તરી આવતા હતા. પૈસાને એમણે કદી પરમેશ્વર માન્યો નથી. સ્વેચ્છાએ એ ઠેકી ગરીબીને સદા ગૌરવવંતી લેખી છે.

૧૯૦૮ માં એમણે જે વકીલાત શરૂ કરી તે એકધારી

૧૯૧૪ સુધી ચાલુ રાખી. ૧૯૧૪ માં તેઓ મહામના પં. માલવીયજીના આગ્રહથી પંજાબની નાભા રિયાસતના કાનૂન મંત્રી તરીકે ગયા. ચાર વર્ષ ત્યાં ઉજ્જવળ કામગીરી બજાવી. ૧૯૧૮ માં તેઓ નાભા મહારાજા જોડે મનભેદ થતાં પાછા આવ્યા. એમણે ફરી પાછી વકીલાત શરૂ કરી.

ચાર વર્ષથી, વકીલાતના ધંધામાં ન હોવા છતાં અને, એ દરમ્યાન એમના અસીલો બીજે ઠેકાણે જતા થઈ ગયા હોવા છતાં, ટંડનજીએ વકીલાત જેવી શરૂ કરી એવું એમણે પોતાનું સ્થાન તરત જ પાછું જમાવી લીધું. આમ છતાં, એમની પરોપકારી વૃત્તિને લીધે, એમની પાસે ઝાઝી બચત રહેતી નહિ. વળી, વકીલાતમાં એમનો મુખ્ય ઉદ્દેશ દ્રવ્યોપાર્જનનો નહિ પણ જનસેવાનો હતો.

ગરીબ માણસોના કેસો તેઓ મફત લડતા. ઘણીવાર તો એવી પરિસ્થિતિ આવતી કે આખો મહિનો ખૂબ મહેનત કરે, ખાવાપીવાની પણ ફુરસદ ન મળે એટલું કામ હોય, ને એ આખા મહિનાની કમાણી માંડ કુટુંબનો નિર્વાહ ચાલે એટલી જ હોય. કારણ કે મોટા ભાગના દાવા કાંતો ક્રાન્તિકારોના હોય, કે કાંતો ગરીબ લોકો,–કે જેઓ ફી આપી શકે એવી સ્થિતિમાં ન હોય–તેમના હોય.

આ ઉપરાંત, વકીલાતમાં ઘણા વિક્ષેપો આવતા, જેમ કે, તેઓ ૧૯૧૯ માં અલ્લાહાબાદ સુધરાઈના ચેરમેન તરીકે ચૂંટાયા. એ તો રહ્યા અત્યંત પ્રામાણિક માણસ એટલે માત્ર શોભાનાં પૂતળાં તરીકે તો બેસે નહિ. તેઓએ તો તનતોડ મહેનત શરૂ કરી. પોતે કામ કરે ને બીજા પાસે

પણ એવું જ કામ લે. આથી એમનાથી અદાલતમાં નિયમિત રીતે હાજરી અપાતી નહોતી, ઘણા અસીલોને નારાજ કરવા પડતા.

૧૯૧૯ માં પંજાબકેસરી લાલા લજપતરાયના ' લોક સેવકસંઘ 'ના અધ્યક્ષ બનવાની એમને વારંવાર વિનંતી કરવામાં આવી, છતાં એમણે ના પાડી. કારણ કે એ સંઘના સભ્યપદની એક શરત એ હતી કે, પોતાની બધી કમાણી ' લોક સેવકસંઘ ' ને આપી દેવી પડે. અને એ આપી શકે, એવી એમની આર્થિક સ્થિતિ થઈ નહોતી,

આમ ૧૯૨૧ સુધી એમણે વકીલાત કરી, નામના મેળવી. એવામાં, દેશમાં જલિયાંવાળા બાગ, રોલેટ એક્ટ વગેરેનો દાવાનળ સળગ્યો. અસહકારનું આંદોલન જાગ્યું. વકીલોને અદાલત છોડવાની પૂ. ગાંધીજીએ હાકલ કરી. ને, ટંડનજીએ અદાલતને છેલ્લી સલામ ભરી. ધીકતી કમાણીને લાત મારી, ને સ્વાતંત્ર્ય યજ્ઞમાં યાહોમ કર્યું !

## ૪. જાહેર જીવન

ટંડનજીનું જીવન એટલે વૈવિધ્ય, બહુરંગીતા અને અનુભવવૈપુલ્ય. ટંડનજી અલાહાબાદમાં વકીલાત કરતા હતા, તેવામાં, પં. મદનમોહન માલવીયજીના આગ્રહને વશ થઈને પંજાબની નાભા રિયાસતમાં તેમણે કાનૂનસચીવ તરીકેનો હોદ્દો સ્વીકાર્યો. મહામના માલવીયજીને તેઓ પોતાના રાજકીય ગુરુ તરીકે માનતા હતા. અને માલવીયજીની આ વિનંતીનો સ્વીકાર કરવાથી એમને આર્થિક દૃષ્ટિએ થોડીક નુકસાની સહવી પડે, તો એ પણ સહવા તેઓ તૈયાર થયા. એ રીતે એમણે પોતાની ગુરુભક્તિ વ્યક્ત કરી.

તેઓ નાભા ગયા. પોતાનો હોદ્દો બહુ કાબેલિયતથી સંભાળ્યો. નાભાના મહારાજા એમની પ્રામાણિકતા, એમની કાર્યનિષ્ઠા તથા એમની સૂક્ષ્મદૃષ્ટિથી મુગ્ધ બન્યા. થોડા જ વખતમાં એમની કામગીરીને પરિણામે નાભા રિયાસતમાં ફેરફારો થવા માંડ્યા. એમનો પ્રભાવ પડતો દરેકે જોયો.

એમણે પર્વતની ઊંચી ટેકરીઓ જે અંગ્રેજો માટે

હરવા - ફરવા માટે નિયત હતી, ત્યાં હિન્દીઓને માટે પણ સુવિધા કરી આપી. હિન્દીઓને અંગ્રેજો સમક્ષ જે લઘુતાગ્રન્થિનો અનુભવ થતો હતો, તે દૂર કર્યો.

એમણે રિયાસતના પ્રજાજનોને તથા મહારાજા તેમજ મહારાજાના સાથીઓને શીખવ્યું, કે અંગ્રેજોથી બીવાની કશી જરૂર નથી. આપણે જેમ જેમ દબાઈશું તેમ તેમ અંગ્રેજો વધુ અને વધુ દબાવવાનો પ્રયત્ન કરશે. માટે આપણે તો એમની સમક્ષ આપણું પોતાનું વર્ચસ્વ ટકાવી રાખીને, એમની સમક્ષ માથું ઊંચું રાખીને ફરીશું, તો જ એમની આગળ આપણું માન જળવાશે, આપણો પ્રભાવ પડશે ને દેશનું પણ ગૌરવ જળવાશે. રિયાસતનો પોલિટિકલ એજન્ટ (અંગ્રેજ સરકારનો રાજદૂત) ટંડનજીથી ગભરાતો. એમનાથી ચોંકેલો રહેતો, કે રખેને આ રાજ્યને માથું ઊંચું કરતાં-સરકારની સામે થતાં શીખવે !

આનું શુભ પરિણામ એ આવ્યું કે અંગ્રેજ અમલદારો, હિન્દીઓ તો આપણા ગુલામ છે, આપણે એમને લાત મારીશું, તો એ પગ ચૂમતા આવશે, એમ માનતા હતા, તેને બદલે હિન્દીઓ તરફ માનથી જોતા થયા. હિન્દીઓ પણ પોતાનું સ્વત્વ જાળવી શકે છે, અંગ્રેજોથી ગભરાતા નથી, એ એમણે જોયું. ને તેથી ટંડનજીનું ગૌરવ એ લોકો કરવા લાગ્યા.

એકબાજુ, મહારાજાનો પૂર્ણ વિશ્વાસ એમણે સંપાદિત કર્યો. બીજી બાજુ, અંગ્રેજોને એમની તરફ માન થાય એવું વર્તન રાખ્યું, તો ત્રીજી તરફ એમણે પ્રજાનો પણ વિશ્વાસ લોકાં-

એટલા માટે નાભાના મંત્રીપદ કરતાં પોતાનો વકીલાતનો સ્વતંત્ર ધંધો સારો.

એમણે તે વખતે તો મહારાજા સાહેબને કહ્યુંઃ 'વારુ; ત્યારે.' પણ એમનું મન સ્વસ્થ નહોતું. પોતાને હિન્દી સાહિત્ય સંમેલનમાં હાજરી આપવા મહારાજાની રજા માગવી પડેઃ ને મહારાજા એનો ઈન્કાર કરી શકે એવી સ્થિતિમાં હોય એ સંજોગો જ એમને આથાવાદ જેવા લાગ્યા. એમણે નિર્ણય કર્યો કે ગુલામી તો કરવી જ નહિ.

જે ક્ષણે પોતે ગુલામ છે, મહારાજાના નોકર છે, એવું ભાન થયું. તે ક્ષણે તેઓ ઘેર આવ્યા, ને બે પત્રો તૈયાર કર્યા. એક પત્ર પોતાના મંત્રીપદના રાજીનામાનો. તેમાં એમણે પોતાના રાજીનામાનું કારણ સવિસ્તર જણાવ્યું. પોતાની સ્વતંત્રતા ઉપર જ્યાં જરા જેટલી પણ તરાપ પડે ત્યાં પોતે એક ઘડી પણ રહી ન શકે એમ જણાવ્યું. ને બીજો પત્ર માલવીયજીને, ઉપરનાં બધાં કારણોથી પોતે રાજીનામું આપે છે એ મુજબનો લખ્યો. ને એ પત્ર મહારાજાના હાથમાં પહોંચે તે પહેલાં જ પોતે નાભા છોડીને પ્રયાગ ચાલ્યા ગયા, કે જેથી મહારાજા એમને આગ્રહ કરે, ને ખોટી શરમના માર્યા રહી જવું પડે, એવું બને નહિ.

મહારાજાએ પત્ર વાંચ્યો. એમને પોતાની ભૂલ સમજાઈ. એમણે ટંડનજીની આગળ પોતાની ભૂલની કબૂલાત કરતો પત્ર લખ્યો, ને ટંડનજીને પાછા આવી પોતાનો હોદ્દો સંભાળી લેવાની સાગ્રહ વિનંતી કરી, ને ભવિષ્યમાં પોતાના તરફથી એવો કોઈ પ્રસંગ ઉપસ્થિત નહિ થાય, એ વિષે

આંધધરી આપી. પણ ટંડનજી એકના બે ન થયા, તે ન થયા.

નાભાનરેશે ઉપરાઉપરી ચારપાંચ પત્રો લખ્યા, પણ ટંડનજીની નાની હા થઈ નહિ. રાજાએ આખરે, પોતાના તરફથી એક ખાસ પ્રતિનિધિને અલાહાબાદ ટંડનજી પાસે મોકલ્યો, અને એને સૂચના આપી કે ટંડનજી જે શરતો કહે તે બધી કબૂલ કરવી, જે પગાર માગે તે કબૂલ કરવો, પણ ગમે એમ કરીને એમને લઈ આવવા જ.

રાજાના પ્રતિનિધિએ આવીને ટંડનજીને તેઓ કયી શરતે રિયાસતી હોદ્દો સંભાળે તે પૂછ્યું. ટંડનજીએ તેને સ્પષ્ટ ઉત્તર વાળ્યો કે પોતે હવે મહારાજાની નોકરી કોઈ પણ શરતે કરવા તૈયાર નથી, એટલે એ પાછા નાભા જાય એ હવે અશક્ય છે. એ સાથે મહારાજાને એમણે અત્યંત નમ્રતાપૂર્વક જણાવ્યું, કે મહારાજાને જ્યારે એમની જરૂર લાગે, જ્યારે કંઈ કામ પડે ત્યારે વિના સંકોચે એમને બોલાવે, અને પોતે ઘણી ખુશીની સાથે મહારાજાનું કાર્ય કરી આપશે. અને એ કામ માટે મહારાજા પાસેથી એક પાઈ પણ નહિ લે.

આ રીતે રિયાસતી હોદ્દા દ્વારા જાહેર સેવાની તકનો તેમણે ૧૯૧૪થી ૧૯૧૮ના માર્ચ મહિના સુધી લાભ લીધો.

૧૯૧૮ માં અલાહાબાદ આવી એમણે પોતાની વકીલાત પાછી શરૂ કરી. ટંડનબાબુ હવે પ્રયાગમાં ઠીક ઠીક પ્રસિદ્ધિ પામ્યા હતા. ૧૯૧૯ માં અલાહાબાદ સુધરાઈમાં તેઓ સારા મતે ચૂંટાયા અને સુધરાઈના પ્રમુખ-ચેરમેન તરીકે એમની વરણી કરવામાં આવી. આ વખતે એમની કુટુંબની

આર્થિક સ્થિતિ અત્યંત નબળી હતી. કારણ કે વકીલાત કરતાં જાહેર જીવન જ એમનો વધારે સમય લઈ લેતું.

તે વખતે સુધરાઈના પ્રમુખની જગ્યા બહુ ઈર્ષ્યા-ઉપજાવે એવી હતી. કારણ, કે, પ્રમુખ ધારે તો હજારો રૂપિયા બનાવી શકે એવી એની જગ્યાની કિંમત હતી. એને જ હાથે સુધરાઈના ઈજારા અપાય, એને જ હાથે સુધરાઈનાં નાણુંનો વહીવટ થાય, છતાં ટંડનજીને તો જેમ નાભા રિયાસતની નોકરી એ એક સેવાનો મોકો હતો, તેવી જ રીતે, આ હોદ્દો પણ જનસેવાના એક સાધન તરીકે એમણે સ્વીકાર્યો; એટલું જ નહિ, પણ એમણે એક આદર્શ નગરપતિ તરીકે કામ કર્યું. એમને વાહનભથ્થું મળે તે પણ છોડી દઈ એમણે દરરોજ સુધરાઈની ઓફિસમાં ચાખડી પહેરીને પગપાળા જવા-માંડયું. અને એથી બીજા સુધરાઈના અમલદારો પણ વાહનભથ્થાંની જે રકમ પોતાના ખીસામાં મૂકતા હતા, તેનો પણ બચાવ થયો. કારણ કે, તેમનો પ્રમુખ વાહન-ભથ્થું ન ઉપાડે, ને પોતે ઉપાડે તેમાં એમને શરમ લાગી. અને આ રીતે સુધરાઈનાં નાણુંનો દુર્વ્યય થતો, એમણે પોતાના દૃષ્ટાન્તથી અટકાવ્યો.

ટંડનજીએ સુધરાઈ-પ્રમુખનું પદ સ્વીકાર્યા બાદ એમણે જોયું કે સુધરાઈના હજારો રૂપિયા, અલાહાબાદ લશ્કરી વિસ્તારને નામે ઉધાર છે. આ રકમ વર્ષે વર્ષે વધતી જતી હતી. કારણ, લશ્કરને સુધરાઈ જે પાણી પૂરું પાડતી-હતી, તે માટે સુધરાઈનું લશ્કરની પાસે દર વર્ષે પાણીના

વપરાશના પ્રમાણમાં લેણું નીકળતું હતું. પણ ન તો લશ્કરના અધિકારીઓ સુધરાઈનું બિલ ભરવાની દરકાર કરતા, કે ન તો બિલની ઉઘરાણી કરતાં સુધરાઈની હિંમત ચાલતી. પરિણામે દર વર્ષે લેણું વધતું જતું હતું.

સુધરાઈનું બિલ લશ્કર ખાતું ન આપે, અને પરિણામે સુધરાઈ નાણાંની તંગી ભોગવે એ ટંડનજીથી જરાય સહન ન થયું. એમણે પહેલે જ દિવસે લશ્કરના વડા અધિકારીને પત્ર લખ્યો, કે સુધરાઈ તમને પાણી પૂરું પાડે છે, તેના કર તરીકે તમારે નામે સાત હજાર રૂપિયા ઉધાર છે, માટે, એ બિલ ભરપાઈ કરવાની તત્કાળ વ્યવસ્થા કરશો.

એ સમયે ફોજના અમલદારો ધરતીથી એક વેંત અદ્ધર ચાલતા હતા. એ લોકોને ગુમાન તો એટલું બધું હતું કે ન પૂછો વાત. એમને ટંડનજીની આ ધૃષ્ટતા, આ બેઅદબી જોઈ આશ્ચર્ય પણ થયું ને રોષ પણ ચડ્યો: પણ આવા પતાંકડાની તરફ ધ્યાન આપવામાં, કે એનો ઉત્તર આપવામાં એ બડેખાંઓને નાનમ લાગી. પરિણામે એ લોકોએ ન તો પત્ર મળ્યાનો સ્વીકાર કર્યો, કે ન તો બિલ મોકલ્યું કે ન તો જવાબ આપ્યો !

ટંડનજીએ અઠવાડિયા સુધી ઉત્તરની રાહ જોઈ. તેઓ તો નીડર હતા. નિઃસ્વાર્થી હતા. નિર્ભય હતા. તેમણે એ લોકોને પરચો દેખાડવાનું નક્કી કર્યું. તેમણે જોયું કે અહીં તો સખત હાથે કામ લીધા વિના નહિ ચાલે. એટલે તેમણે એક નોટિસ મોકલી કે જો સુધરાઈનું ચડેલું બિલ એક અઠવાડિયાની અંદર ભરપાઈ નહિ કર-

વામાં આવે તો, સુધરાઈ લશ્કરી વિસ્તારમાં પાણી આપવાનું બંધ કરશે, અને જ્યારે વર્ષનું બિલ પહેલેથી અનામત મુકાશે ત્યાર પછી જ પાછું પાણી ચાલુ કરવામાં આવશે.

લશ્કરી અમલદારો આ નોટિસને પણ ઘોળીને પી ગયા. એમણે જાણ્યું કે આ નવો નવો પ્રમુખ થયો છે તેથી ખાલી પોતાનો વટ પાડવા આપણને ખોટા ખોટા દમ બીડાવે છે. એટલે એ નોટિસનો પણ જવાબ ન આપ્યો.

ટંડનજીએ બરાબર સાત દિવસ સુધી રાહ જોઈ. સાતમો દિવસ ખતમ થયો. નોટિસની અવધ પૂરી થઈ એટલે એમણે લશ્કરી વિસ્તારમાં પાણી બંધ કરવાનો હુકમ આપ્યો.

લશ્કરી વિસ્તારમાં પાણી બંધ થયું.

આથી તે વિસ્તારમાં ભારે હાહાકાર મચી રહ્યો. એ લોકો ધૂંવાપૂંવા થયા, પણ કાયદાની રીતે લશ્કરખાતાનું કંઈ ચાલે એમ નહોતું. ટંડનજીનું બધું કામ કાનૂન પ્રમાણે જ હતું. લશ્કરી અમલદારો હાંફળા ફાંફળા ટંડનજી પાસે દોડી આવ્યા. પૈસા જમે કરાવવા થોડા દિવસની મહેતલ માગી.

ટંડનજીએ તો પોતાના પત્રમાં જે લખ્યું હતું તેમાં જરાય ફેરફાર કરવાનો ઇન્કાર કર્યો. જ્યાં સુધી સુધરાઈનું બિલ વસૂલ ન થાય ત્યાં સુધી પાણીની વ્યવસ્થા નહિ થઈ શકે એમ સ્પષ્ટ રીતે જણાવ્યું. સાથે એ પણ કહ્યું કે પહેલાં ચડેલું બિલ જમા કરાવો, પછી ભવિષ્યનાં બિલના પૈસા

મળશે એવી ખાત્રી કરાવવા થોડા અનામત પણ મૂકી જાઓ, તો જ એ વિષેનો વિચાર થઈ શકશે.

પેલા લોકોએ સાત દિવસની મહેતલ માંગી. ટંડનજીએ એ મહેતલ આપી. આખરે સાત દિવસની અંદર જૂનાં બિલો ભરપાઈ થયાં એટલું જ નહિ, ભવિષ્યનાં બિલો માટે પણ જે અનામત રકમ માગેલી તે ભરપાઈ કરવામાં આવી.

આ રીતે, ટંડનજીએ ગોરા અમલદારોને પોતાનો પરચો બતાવ્યો. આથી અલાહાબાદ સુધરાઈને કાયમનો ફાયદો થયો. પછીથી દરવર્ષે જરાય વિલંબ વિના—બલ્કે સૌથી પહેલાં લશ્કરી વિસ્તારનાં બીલો ભરપાઈ થવા માંડ્યાં.

આવો જ એક બીજો પ્રસંગ બન્યો. ચાલતો આવેલો એક રિવાજ હતો કે જ્યારે ગવર્નર લખનઉથી પ્રયાગ આવતા ત્યારે પ્રયાગના સરકારી મહેલનું જંગી તળાવ પાણીથી છલોછલ ભરવામાં આવતું. સંજોગવશાત જે વર્ષે ટંડનજી શહેર સુધરાઈના પ્રમુખ થયા, તે વખતે પાણીની ખૂબ તંગી હતી. પાણી બહુ જ કરકસરથી વાપરવું પડતું હતું.

આવે વખતે ગવર્નરની ક્રીડા માટે તળાવ છલોછલ ભરાય એ ટંડનજીને જરા પણ ઉચિત લાગ્યું નહિ, ઊલટું એમાં એમને જનતા જનાર્દનનો દ્રોહ લાગ્યો.

બીજી બાજુ, ગવર્નરની જોડે કામ પાડવાનું હતું. આના પરિણામમાં કદાચ ગવર્નર સુધરાઈને બંધ કરી દે એવું પણ બને. છતાં, સત્યને માટે-સુધરાઈએ બધી કસોટીઓ માટે તૈયાર રહેવું જ જોઈએ. ટંડનજીએ, ખૂબ ખૂબ વિચાર કર્યા બાદ મહેલનું તળાવ પાણીથી ભરવાનો સ્પષ્ટ

૧૯૨૯માં એમણે એ નોકરી છોડી. આ પછી પણ લાહોરમાં રહીને લાલાજીની જોડે એમણે લાલાજીના 'લોક સેવક સમાજ'માં સેવા કરી, અને દેશહિતમાં પોતાનો અમૂલો ફાળો આપ્યો. ૧૯૨૮માં લાલાજીના દેહાંત પછી, લોકસેવક સંઘના પ્રમુખ થવાની એમને વિનંતી કરી. સંઘના સભ્યોએ એમણે લાહોરમાં રહી એ સંસ્થાની કરેલી લોકસેવાની ગણના કરી. લાલાજીના ખાલી પડેલા પ્રમુખપદને સ્થાને એમની નિયુક્તિ કરી. પણ એમણે પોતાની એ પદ સ્વીકારવાની અનિચ્છા પ્રગટ કરી. આથી લોકસેવક મંડળના સભ્યોએ ગાંધીજીને વિનંતી કરી કે તેઓ ટંડનબાબુને સમજાવે.

એ વર્ષે કલકત્તામાં કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું. ટંડનબાબુ એ અધિવેશનમાં હાજરી આપી શકે એમ નહોતું. એમના મોટા જમાઈનું એ અરસામાં જ અવસાન થયું હતું. અને એની બધી વ્યવસ્થા એમને જ કરવાની હતી. એવામાં કલકત્તેથી ગાંધીજીનો તાર આવ્યો. એમાં ટંડનબાબુને કલકત્તે બોલાવ્યા હતા. એ તાર શાને માટે હતો, તે ટંડનજી સમજી ગયા.

ટંડનબાબુએ ઘરનાં માણસોને બધી વાત કરી. એ પણ સમજ્યું કે પ્રમુખપદ સ્વીકારે તો, પોતાની બધી કમાણી એ સંસ્થામાં જ આપી દેવી પડે. અને ગાંધીજી જો એમને આગ્રહ કરે, તો પછી એમને શો ઉત્તર આપવો? કારણ કે ઘરમાં જે નાણાંભીડ હતી, તે જોતાં આ પદનો સ્વીકાર થઈ શકે એમ નહોતું.

પરન્તુ ઘરનાં માણસો પણ ટંડનબાબુના સ્વાર્થત્યાગના

રંગે રંગાયાં હતાં. તેમણે તરત સંમતિ આપીને કહ્યું,

'તમે અમારી ફિકર ન કરતાં, લોકસેવક સમાજના પ્રમુખ બની સમાજસેવા કરો. તેમાં અમે પૂરેપૂરા રાજી છીએ.'

ટંડનબાબુ પ્રસન્ન ચિત્તે કલકત્તા ગયા. ત્યાં પૂ ગાંધીજીએ એમને આજ્ઞા કરી કે તેઓ લોકસેવક સમાજનું પ્રમુખપદ સ્વીકારે. ટંડનજી પૂ. બાપુને ના કહી શક્યા નહિ. એમણે એનો સ્વીકાર કર્યો. આજે પણ એ સંસ્થાનું સુકાન તેઓ એકનિષ્ઠાથી સંભાળે છે. એ સંસ્થા દ્વારા અનેક લોકહિતનાં કાર્યો તેઓએ કર્યાં છે, ને હજી કરે છે.

ટંડનજીએ આ ઉપરાંત અનેક સંસ્થાઓ દ્વારા જન-હિતનાં કાર્યો કર્યાં. એમની લોકસેવા માટેની તમન્ના જૂદાં જૂદાં સ્વરૂપે કાર્યતત્પર હતી. હિન્દી સાહિત્ય સંમેલન દ્વારા રાષ્ટ્રભાષાના પ્રચારનું મહત્ત્વનું કાર્ય કર્યું. એ સંસ્થાના મંત્રી તેમજ પ્રમુખ બન્ને હોદ્દાઓ પરથી એમણે સેવા કરી.

આજે હિન્દી આપણી રાષ્ટ્રભાષા બની છે, તેમાં ટંડ-જીનો દૃઢ આગ્રહ અને કાર્યશીલતા મોટે ભાગે જવાબદાર છે.

૧૯૧૮માં એમણે ઉત્તર પ્રદેશના કિસાનોની દુર્દશા જોઈ, એમના પ્રત્યક્ષ અનુભવમાં આવ્યા ને એમનું હૃદય કકળી ઊઠ્યું. એ લોકોની પારાવાર દુર્દશાનું કારણ જમીનદારી પ્રથા હતી તે એમણે જોયું, એટલે એ પ્રથાની નાબૂદી માટે કિસાનસંઘની સ્થાપના કરી. પોતે નાના ક્ષેત્રમાં કાર્ય ઉપાડે, પણ પૂર્ણ નિષ્ઠાથી કામ કરી શકે તે માટે એ સંઘની પ્રવૃત્તિ આરંભમાં તો એમણે ફક્ત અલાહાબાદ શહેર પૂરતી જ મર્યાદિત રાખી.

એમણે કિસાન સંઘ દ્વારા ખેડૂતોનો પ્રશ્ન ઉપાડયો. એ લોકોનો કરભાર ઓછો થાય, જમીનદારોના જુલમો ઓછા થાય, એમને સસ્તે ભાવે બીયારણ મળે, ઢોર વગેરેના ઉછેર માટે સસ્તે વ્યાજે નાણાં મળે, એ કારણે સહકારી બેંકની સ્થાપના વગેરે કાર્યો એમણે સફળતાપૂર્વક પાર પડાવ્યાં.

આ પ્રવૃત્તિથી ખેડૂતો એટલા બધા નીડર અને તૈયાર થઈ ગયા કે, સંયુક્ત પ્રાંતમાં જ્યારે અસહકારનું આંદોલન જાગ્યું, ત્યારે ખેડૂતો નાકરની લડતમાં મોખરે હતા. સરકારનો પડકાર એમણે ઝીલી લીધો. આથી તો સરકારે એ સંસ્થાને ૧૯૩૧ માં ગેરકાયદેસર જાહેર કરેલી. આ કિસાન સંઘની પ્રવૃત્તિ પછીથી એમણે વ્યાપક બનાવેલી. એ સંઘની પ્રવૃત્તિ વધતાં એના પ્રમુખ તેઓ થયેલા અને એના મંત્રીઓ તરીકે શ્રી. જયપ્રકાશ નારાયણ તથા શ્રી. મોહનલાલ ગૌતમ હતા.

આજે સંયુક્ત પ્રાંતમાં જમીનદારીની નાબૂદી થઈ છે, તેમાં આ કિસાન સંઘની પ્રવૃત્તિનો ફાળો પણ કાંઈ નાનોસૂનો નથી

આ સિવાય ઉત્તર પ્રદેશની (પહેલાનો સંયુક્ત પ્રાંત) ધારાસભાના પ્રમુખ તરીકે એમણે દેશની સેવા કરી છે, એ ખૂબ ગણનાપાત્ર છે. એ સ્થાને રહી એમણે બધા પક્ષોનો વિશ્વાસ સંપાદિત કર્યો, એટલું જ નહિ પણ એમની ચૂંટણી સર્વાનુમતિએ થઈ. એમને જરા પણ શંકા જણાતાં, એમણે ધારાસભાના સભ્યોને પોતાના વિષે તટસ્થતાથી

ચર્ચા કરવા કહેલું. ત્યારે એકએક પક્ષના સભ્યે એમની તટસ્થ વૃત્તિની, એમના નિષ્પક્ષપાતીપણાની, એમની સમભાવશીલ દૃષ્ટિની તારીફ કરી હતી. એમણે એ હોદ્દો બે વાર શોભાવ્યો હતોઃ ૧૯૩૭માં અને પછી ૧૯૪૧માં.

ધારાસભાના બીજા બધા પ્રમુખો કરતાં એમની વિશેષતા એ હતી, કે તેઓ પ્રમુખ બનતાં, કોંગ્રેસના સભ્ય મટયા નહિ, એટલું જ નહિ પણ કોંગ્રેસની બધી પ્રવૃત્તિઓમાં, પ્રમુખ બન્યાં પૂર્વે જેવો અને જેટલો સક્રિય ભાગ લીધો, તેટલો અને તેવો જ સક્રિય ભાગ પ્રમુખ થયા પછી પણ લીધો. અને પ્રમુખ બનતાં પોતે કોંગ્રેસ પક્ષના મટી જાય એ ભ્રમ છે-એ માન્યતા જ ભૂલભરેલી છે, એમ તેમણે ધારાસભામાં જણાવ્યું. સાથે એ પણ કહ્યું, "પોતે કોંગ્રેસવાદી છે અને રહેશે. કોંગ્રેસવાદી હોવા છતાં તેઓ વિરોધ પક્ષને ન્યાયની દૃષ્ટિથી જોશે." આ શરતે જ તેઓ પ્રમુખ બનેલા. આમ પ્રમુખપદ માટે એમણે એક નવો શિરસ્તો શરૂ કર્યો.

આ સિવાય ગોસેવા સંઘ દ્વારા એમણે ગાયની બરાબર સંભાળ રખાય, ગાય કસાઈવાડે ન જાય તેની પૂરતી તકેદારી રાખી અને ગોમાતાની સેવા કરી.

આ રીતે ટંડનબાબુનું જાહેર જીવન ખૂબ વૈવિધ્યપૂર્ણ છે. બધી સંસ્થાઓમાંની એમની કામગીરી પરથી એમની સેવા પ્રવૃત્તિનો આપણને ખ્યાલ આવશે. જે સંસ્થા એમને સેવાના સાધન રૂપ લાગે, એ સંસ્થાને એમનો સહકાર મળ્યો જ છે. એમના જાહેર જીવને

એમને લક્ષ્મીથી વંચિત રાખ્યા, એમની આર્થિક સ્થિતિ દુઃખ ઉપજાવે એવી રાખી, અને તેમ છતાં, એમનો સ્મિતભર્યો ચહેરો, એમના અંતરમાં જે ચાલી રહ્યું હોય તેની જરા સરખી પણ ઝાંખી થવા દેતો નથી.

એમની બધી શક્તિનો વિનિયોગ એમણે જાહેર કામ માટે જ કર્યો છે: વકીલ બનીને ક્રાન્તિવાદીઓના મુકદ્દમા લડવામાં, કિસાનસંઘના પ્રમુખ તરીકે, લોકસેવાના નિરનિરાળાં કાર્યોમાં, કોંગ્રેસવાદી તરીકે કોંગ્રેસની સઘળી લોકસેવાની પ્રવૃત્તિઓમાં, હિન્દી સાહિત્ય સંમેલનની પરીક્ષાઓ દ્વારા રાષ્ટ્રભાષાના વ્યાપક પ્રચારમાં, અને ગોસેવાસંઘમાં.

ટંડન બાબુના જીવનની ગમે તે દિશા તરફ નજર કરીએ તો પણ આપણને સર્વત્ર જાહેર સેવક તરીકેનું જ એમનું સ્વરૂપ જણાશે.

## ૫. રાષ્ટ્રીય મહાસભામાં

**શ્રી**. ટંડનજીનો રાષ્ટ્રીય મહાસભા જોડેનો સંબંધ છેક બાળપણથી હતો એમ કહીએ તો ચાલે. તેઓ વિદ્યાર્થી હતા અને કૉલેજમાં ભણતા હતા ત્યારે, ૧૮૯૯માં, અલાહાબાદમાં રાષ્ટ્રીય મહાસભાનું વાર્ષિક અધિવેશન ભરાવાનું હતું. ટંડનજીએ તરત જ સ્વયંસેવક તરીકે કોઈને પણ પૂછ્યા વિના, કોઈની કશી સલાહ લીધા વિના પોતાનું નામ નોંધાવ્યું. આમ કૉંગ્રેસનું, અને એ સંસ્થાદ્વારા દેશનું કાર્ય કરવાની એમની હોંશનું પ્રતીક આપણને સ્વયંસેવકપણામાં મળે છે. સ્વયંસેવક તરીકે પણ, એમણે જ્યારે પોતાના નામની નોંધણી કરાવી ત્યારે કહેલું : 'મને જે કામ આપશો તે કામ હું કરીશ. ગમે તેવું કામ હોય અને જ્યારે એ કામ કરવા કોઈ પણ તૈયાર ન થાય ત્યારે બેલાશક એ કામ મને સોંપજો. હું મારી બુદ્ધિ પ્રમાણે અને તમારી સૂચના પ્રમાણે એ કામ કરીશ.'

એક કૉલેજ વિદ્યાર્થીના આવા અહંભાવવિમુક્ત, નિષ્ઠાવાળાં વાક્યો સાંભળી સ્વયંસેવકોના સેનાપતિએ એમની

પીઠ જોરથી થાબડી કહ્યું, 'દેશને તારા જેવા જુવાનોની જરૂર છે.'

આ પછી ૭ વર્ષો વહ્યાં. દર વર્ષે તેઓ કોંગ્રેસના અધિવેશનમાં શક્ય હોય ત્યાં સુધી હાજરી આપતા.

૧૯૦૫ માં કાશીમાં, કોંગ્રેસનું અધિવેશન ભરાયું. એ વખતે કોંગ્રેસના પ્રમુખ શ્રી. ગોખલે હતા. ટંડનજી સ્વયં-સેવક બન્યા. એમની પ્રતિષ્ઠા તે વખતે જામી હતી. બધા એમને ઓળખતા હતા, એટલે એમને સ્વ. ગોખલેના અંગરક્ષકની કામગીરી સોંપવામાં આવી. એમણે બહુ કુશળતાપૂર્વક એ કામગીરી બજાવી. માનનીય ગોખલેએ પણ એમની તારીફ કરી.

૧૯૦૬ માં તેમણે હિંમત કરી, અને કોંગ્રેસપ્રતિનિધિઓની ચૂંટણીમાં તેઓ ઊભા રહ્યા. બહુમતિથી તેઓ ચૂંટાયા. એમ, સ્વયંસેવકની કક્ષામાંથી તેમણે પ્રગતિ કરી પ્રતિનિધિની કક્ષામાં આવ્યા. આ પછી તો વરસોવરસ તેઓ પ્રતિનિધિ તરીકે ચૂંટાતા અને કોંગ્રેસના અધિવેશનોમાં અવશ્ય હાજરી આપતા. એમના રાજકીય ગુરુ પંડિત માલવીયાજી હતા. અને પં. માલવીયાજી પાસે તેઓ રાજકારણની આંટીઘૂંટીઓ સમજવા લાગ્યા હતા. બન્નેની વિચારસરણી, દૃષ્ટિબિન્દુ વગેરે સરખાં હતાં.

એ વખતના રાજકારણમાં હિંદુ-મુસ્લિમ પ્રશ્ન એ દેશનો બહુ મૂંઝવનારો પ્રશ્ન હતો. બ્રિટીશ રાજ્ય આ બે કોમ વચ્ચેના ઝઘડા ઊભા કરી, એને આગળ કરી, એકતાને તોડવા સફળ પ્રયત્ન કરતું હતું. બ્રિટીશ રાજ્યની સામે સંયુક્ત મોરચો માંડવો હોય તો હિન્દુ અને મુસ્લિમોએ

આપસ આપસના ઝઘડા પતાવવા જોઈએ, એ અનિવાર્ય હતું. આથી લોકમાન્ય ટિળક વગેરે નેતાઓ એમ માનતા હતા, કે, અંગ્રેજોની બાજી ધૂળમાં મેળવવા માટે મુસ્લિમો જે માગે તે એમને આપીને સંતોષવા.

મુસ્લિમો અલગ મતાધિકારની માગણી કરતા હતા. મુસ્લિમોના જે પ્રતિનિધિઓ ધારાસભામાં ચૂંટાય તે મુસ્લિમો જ ચૂંટે એવી માગણી તેઓએ રજૂ કરી.

લોકમાન્ય ટિળક વગેરે આમ તો અલગ મતાધિકારથી સૈદ્ધાંતિક દૃષ્ટિએ વિરુદ્ધ હતા. પરન્તુ, સમાધાન ખાતર, અંગ્રેજોને શિકસ્ત આપવા ખાતર એનો સ્વીકાર કરવા તૈયાર થયા. અને આખરે કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે ૧૯૧૬ માં લખનૌ ખાતે, અનેક લાંબી ચર્ચા અને વાદ-વિવાદો પછી અલગ મતાધિકારના સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો, ને પરસ્પર સમજૂતી થઈ.

જ્યારે ટંડનબાબુને આ જાણ થઈ ત્યારે એમની ઉપર તો જાણે વીજળી પડી હોય એવો એમને આઘાત લાગ્યો. એ કેટલાય દિવસો સુધી શૂન્યમનસ્ક બની ગયા. એમાં એમને ભારતની એકતા ખંડિત થતી લાગી. અંગ્રેજોના દાવપેચનો વિજય લાગ્યો. ભવિષ્યની ભયંકર આગાહીઓ એમાં એમણે જોઈ. એ તો સીધા દોડ્યા પં. માલવીયાજી પાસે અને કહ્યું: 'માલવીયાજી! આપે આ ખતરનાક ઠરાવને સંમતિ આપી, અને આ એક રાષ્ટ્રના બે ટુકડાનો સિદ્ધાંત સ્વીકાર્યો? મને એમ હતું કે આપ તો આનો જરૂર

વિરોધ કરશો અને આ વાતનો સ્વીકાર તો હરગિજ નહિ કરો.'

નિરાશવદને પં. માલવીયાજીએ કહ્યું: 'શું કરું, ભાઈ! મને ટિળક મહારાજે કરગરીને કહ્યું કે મદનમોહન માની જાઓ, એટલે મારે માટે કશો જ ઉપાય નહોતો.'

ટંડનજીએ કહ્યું, 'આ અલગ મતાધિકારનો સિદ્ધાંત સ્વીકારીને તમે દેશને ભારે અન્યાય કર્યો છે. આ તમે શું કર્યું?'

પણ તે વખતે ટંડનજીનું સાંભળે કોણ? ટંડનજી સમસમીને બેસી રહ્યા.

૧૯૧૮ માં દેશભરમાં અસંતોષનું વાતાવરણ ફરી વળ્યું. સરકારી જુલમે માઝા મૂકી. જલિયાંવાળા બાગના હત્યાકાંડથી ચોમેર જનતામાં સનસનાટી અને હાહાકાર ફેલાઈ ગયાં. ક્રાન્તિ માટેનું વાતાવરણ ફેલાતું ગયું. કોંગ્રેસે આ અત્યાચારની તપાસ કરવા એક સમિતિ નીમી. એ સમિતિમાં શ્રી. ટંડનબાબુની પસંદગી થઈ. એ સમિતિમાં ટંડનબાબુ માત્ર સભ્ય જ નહિ પણ સક્રિય સભ્ય હતા. હંટરકમીશનની આગળ એમણે સાક્ષી આપવાની બધી તૈયારી કરી. એમણે એ માટે અનેક સાક્ષીઓની તપાસ કરી, એમનાં નિવેદનો લીધાં, એ માટેની બધી સામગ્રી તૈયાર કરી. પોતાની એ તપાસનું પરિણામ હંટરકમીશન સમક્ષ એવી સરસ રીતે રજૂ કર્યું કે કમીશનના સભ્યો સરકારનાં માણસો હોવા છતાં એમણે ટંડનબાબુની ખૂબ તારીફ કરી.

એવામાં રોલેટ એક્ટ પસાર થયો. ગાંધીજીએ એની વિરુદ્ધ અસહકારનું આંદોલન શરૂ કર્યું. એ આંદોલનમાં ટંડનજી જેવા ચુસ્ત કોંગ્રેસવાદી પડ્યા વિના રહે ? એમણે અદાલતને છેલ્લી સલામ ભરી. અસહકારનાં આંદોલનોમાં ઝંપલાવ્યું. તેઓ કોંગ્રેસ સ્વયંસેવક બન્યા.

પરંતુ તેઓ બહાર ઝાઝું કાર્ય કરવા પામ્યા નહિ. એમના જેવા જાણીતા કોંગ્રેસવાદીને સરકાર બહાર રાખે ખરી ? એમની ગિરફતારી થઈ. પંડિત મોતીલાલજીની ગિરફતારી પણ એમની સાથે જ થઈ. બન્નેને પહેલા વર્ગના ખાસ ડબ્બામાં અલાહાબાદથી લખનૌ લઈ જવામાં આવ્યા. લખનૌમાં અસહકારનું આંદોલન જગાવવા માટે બન્ને પર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. પંડિત મોતીલાલજી સરકારને નાના ગુનેગાર લાગ્યા, એટલે એમને માત્ર ૭ મહિનાની સજા થઈ. પણ ટંડનજીનો ગુનો વધારે કપરો હતો. એ સરકારને ઘણા ભયંકર લાગ્યા. એટલે એમને દોઢ વર્ષની સખત મજૂરીની સજા થઈ.

સજા પૂરેપૂરી ભોગવી તેઓ બહાર આવ્યા. પછી તો ચોવીસે કલાક દેશસેવાના કાર્યમાં જ તેઓ અર્પવા લાગ્યા. તેઓ છૂટયા એ અરસામાં જ યુક્તપ્રાંતનું પ્રાંતીય અધિવેશન ગોરખપુરમાં ભરાયું. એ અધિવેશનના પ્રમુખ એમને ચૂંટી કાઢવામાં આવ્યા. એમણે એ સ્થાનેથી જે વક્તવ્ય આપ્યું, તેમાં ભારોભાર રાજ્યદ્રોહ ભર્યો હતો. તેમાં ક્રાન્તિકારક ઘણું હતું. પણ અંગ્રેજ સરકારને લાગ્યું કે આને પકડીશું તો શાંત પડેલું આંદોલન ફરી પ્રાંતમાં જાગી ઊઠશે, એટલે એમને

ખેંચાયા નહિ. ૧૯૨૩ માં તેઓ અખિલ ભારત મહાસભા સમિતિની ચૂંટણીમાં ઊભા રહ્યા, અને બહુ મોટી બહુમતિથી ચૂંટાયા.

૧૯૨૩ માં મુંબઈમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું. એ વખતે કોંગ્રેસમાં બે દળો હતાં: એક મહાત્મા ગાંધીજીનું અને બીજું પંડિત મોતીલાલજી, શ્રી. વિઠ્ઠલભાઈ વગેરેનું. પૂ૦ મહાત્માજી, શ્રી વલ્લભભાઈ, શ્રી. રાજેન્દ્રબાબુ અને શ્રી રાજાજી વગેરે માનતા હતા કે આપણો અંગ્રેજો જોડે કોઈ પણ જાતનો સહકાર ન હોવો જોઈએ: એમણે રચેલી ધારાસભા આપણે માટે ત્યાજ્ય હોવી જોઈએ.

જ્યારે ભારતભૂષણ માલવીયાજી, પં. મોતીલાલજી, શ્રી. દેશબંધુદાસ, એ બધા એમ માનતા હતા, કે એમની ધારાસભાઓમાં ચૂંટાઈ ને એમનો વિરોધ કરવો ને ધારાસભાને મોરચે લડત શરૂ કરવી.

આ બે પક્ષ વચ્ચે વિરોધ એવો તો પ્રબળ હતો, કે પં. મોતીલાલજી, શ્રી. દાસ, વગેરેએ કોંગ્રેસ છોડવાનો વિચાર અત્યંત ગંભીરતાપૂર્વક કર્યો. એમણે એક અલગ પક્ષ બનાવ્યો, કે જે ધારાસભા બહિષ્કાર સિવાયના કોંગ્રેસના બધા જ કાર્યક્રમમાં માનતો હતો. એ પક્ષનું નામ રાખ્યું હતું 'સ્વરાજ પક્ષ.'

ગાંધીજી આ વખતે જેલમાં હતા. બે પક્ષો વચ્ચે સમાધાન કરાવવાનું શક્ય લાગતું નહોતું. ટંડનજીને લાગ્યું કે બન્ને પક્ષ વચ્ચે સમજૂતી કરવી જોઈએ. કારણકે આ પ્રશ્ન ફક્ત ધારાસભાપ્રવેશ કે બહિષ્કાર પરતો જ મર્યાદિત

નહોતો, પણ એક દૃષ્ટિએ વિચારીએ તો કોંગ્રેસની અસ્તિ-નાસ્તિનો પ્રશ્ન હતો. કારણ, કોંગ્રેસમાં ફાટફૂટ પડે ને કોંગ્રેસ નબળી બની જાય એવો મામલો હતો. મુંબઈમાં અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન હતું. એમાં પં. મોતીલાલજીનો આવવાનો વિચાર ઘણો મોળો હતો. પરન્તુ ટંડનબાબુ એમની પાસે ગયા ને એમને કહ્યું: "જુઓ મોતીલાલજી, હું ધારાસભાપ્રવેશનો વિરોધી છું, છતાં હું કોંગ્રેસમાં ફાટફૂટ પડે તે જોવા ઈચ્છતો નથી. એટલે હું બન્ને પક્ષો વચ્ચે સમાધાન થાય, તે માટે બધાય પ્રયત્નો કરીશ. આપણ બન્ને કરતાં સંસ્થા મોટી છે, અને આ પળ સંસ્થાને બચાવવાની છે. વ્યક્તિઓ કરતાં કોંગ્રેસ મોટી છે."

"એ બધું તો ખરું," પં. મોતીલાલજીએ કહ્યું. "એ બધું તો હું પણ સમજું છું. પણ સમજૂતી માટે તમે કંઈ વિચાર કર્યો છે? તમારી પાસે કંઈ યોજના છે? હોય તો એના પર આપણે વિચારીએ."

ટંડનજી માત્ર લાગણીથી દોરાઈને જ પંડિતજીને વિનંતી કરવા આવ્યા નહોતા. પરન્તુ પોતાના વિચારોને સક્રિય સ્વરૂપ આપીને આવ્યા હતા. એમની પાસે સમજૂતીની યોજના તૈયાર હતી. એમની પાસે એક ઠરાવ હતો. એમણે મોતીલાલજીને તે બતાવ્યો. એ ઠરાવ પ્રમાણે દરેક પક્ષને પોતપોતાની રીતે કામ કરવાની છૂટ મળે એમ હતું.

આમ જ્યારે આ પીઢ ને બુઝર્ગ કોંગ્રેસનેતાઓમાં કોંગ્રેસને ખાતર પોતાના વ્યક્તિગત સિદ્ધાંતોને જતા કરવાની જે

તૈયારી નહોતી, તે આ યુવાન વકીલમાં હતી. પં. મોતીલાલજીને એ ઠરાવ ગમ્યો, અને એક નવી દૃષ્ટિ સહિત તેઓ મુંબઈના મહાસભાસમિતિના અધિવેશનમાં આવ્યા.

૧૯૨૩ ના મે મહિનાની ૨૫, ૨૬ તથા ૨૭ મીએ અધિવેશન ભરાયું. ટંડનજી મુંબઈ જઈ અન્ય કોંગ્રેસનેતાઓને મળ્યા. એમને પોતાનો ઠરાવ બતાવ્યો. ઘણાને એ ગમ્યો. એમને સારો એવો ટેકો મળશે એવી ખાત્રી અપાઈ. પંડિત જવાહરલાલ નેહરુએ એ ઠરાવને અનુમોદન આપવાનું સ્વીકાર્યું. બીજા બુઝર્ગ નેતાઓએ પણ એ ઠરાવનું સમર્થન કરવાનું વચન આપ્યું. ટંડનજી બધે ઘૂમી વળ્યા. કોંગ્રેસની શાન ને ઇજ્જત ન જવી જોઈએ તે વિશે બધાને સમજાવ્યા. લગભગ બધાને ખાત્રી થઈ, કે ટંડનબાબુના ઠરાવને ટેકો આપવાથી જ કોંગ્રેસની ઇજ્જત રહે એમ છે. અધિવેશનમાં ટંડનબાબુએ પોતાનો એ ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવમાં કહ્યું હતું :

"કોંગ્રેસની અંદર ધારાસભામાં પ્રવેશ કરીને સરકાર સામે લડવામાં માનનારો એક મોટો પક્ષ છે. એ હકીકતને પણ લક્ષમાં લેતાં, આ મહાસભાસમિતિ એમ માને છે, કે કોંગ્રેસવાદીઓ આ કટોકટીના સમયે એક થઈ જઈને, એક સંયુક્ત મોરચો રચે. એથી એવી આજ્ઞા આપવાનું નક્કી કરે છે, કે ગયા કોંગ્રેસમાં પસાર થયેલા ધારાસભાના બહિષ્કારના ઠરાવનો પ્રચાર મતદારોમાં ન થવા દેવો." આ ઠરાવ પર ખૂબ ગરમાગરમ ચર્ચા ચાલી. આખરે એના પરની ચર્ચામોકૂફીની દરખાસ્ત પસાર થઈ, ને મત લેવાતાં, ૯૬

વિરુદ્ધ ૭૧ મતે ટંડનજીનો ઠરાવ તાળીઓના ગડગડાટ અને હર્ષનાદો વચ્ચે પસાર થયો. આ રીતે ટંડનજીએ કોંગ્રેસની ફાટફૂટ અટકાવી ને અખંડ રાખી.

આ ઠરાવ પસાર થયો, એટલે કારોબારીના બધા સભ્યોએ પોતપોતાનાં રાજીનામાં આપ્યાં. નવી કાર્યવાહક સમિતિ સ્થપાઈ. એ નવી કારોબારીમાં ટંડનબાબુને સ્થાન મળ્યું. આ ઠરાવથી કોંગ્રેસમાં ટંડનબાબુનું નામ મશહૂર થયું, અને એમને નેતાપદ મળ્યું.

૧૯૩૦ ની શરૂઆતમાં આચાર્ય નરેન્દ્રદેવની જોડે તેઓ બસ્તી જિલ્લામાં કોંગ્રેસના કાર્ય માટે ફંડ ઉઘરાવવા ગયા. ત્યાં એમના પર જિલ્લા મેજિસ્ટ્રેટે પ્રવેશબંધીનો હુકમ પહોંચાડ્યો, ને જિલ્લાની સરહદ છોડી જવા ફરમાવ્યું. પરન્તુ, ટંડનબાબુ એવા ફરમાનને માન્ય રાખે ખરા ? એમણે ને આચાર્ય નરેન્દ્રદેવે નક્કી કર્યું કે એ હુકમનો ભંગ કરવો. અને તે પ્રમાણે એ બન્ને નેતાઓએ બસ્તીની સીમામાં પ્રવેશ કર્યો.

પરિણામે એમને ગિરફતાર કરવામાં આવ્યા. એમની પર મુકદ્દમો ચાલ્યો. એમને હુકમભંગને માટે ત્રણ મહિનાની સજા થઈ. તેમણે પૂરી સજા ભોગવી. જ્યારે તેઓ છૂટ્યા, ત્યારે મહાત્માજીએ ૧૯૩૦ નું આંદોલન શરૂ કરી દીધું હતું. દેશભરમાં કાયદાભંગ શરૂ થઈ ગયો હતો. દરેક પ્રાંતની કોંગ્રેસસમિતિએ લડતનું સંચાલન કરવા એક એક સરમુખત્યાર નીમ્યો હતો.

સંયુક્ત પ્રાંતના પ્રથમ સરમુખત્યાર અમરશહીદ શ્રી.

ગણેશશંકર વિદ્યાર્થી હતા. એમની ગિરફતારી થઈ. એમની જગ્યાએ પંડિત જવાહરલાલ નેહરુ નિમાયા. પંડિતજી પણ બંદીખાનામાં ગયા એટલે ત્રીજા સરમુખત્યાર તરીકે ટંડનજીની વરણી થઈ. થોડા દિવસો લડતનું સંચાલન એમણે કર્યું. ત્યાં તો એમને પાછું જેલના સળિયા પાછળ ધકેલાવું પડ્યું.

૧૯૩૧ માં સત્યાગ્રહ આંદોલન બંધ કરવામાં આવ્યું. ટંડનજી છૂટ્યા. ૧૯૩૨ માં ફરીથી આંદોલન શરૂ થતાં ટંડનબાબુ ફરી પાછા જેલ ભેગા થયા. આ વખતે એમણે બે વાર જેલ ભોગવી. પ્રથમ વાર જેલ ભોગવી એ પાછા આવ્યા ને બહાર આવી એમણે પાછો સત્યાગ્રહ કર્યો, એટલે એમને પાછા ગિરફતાર કરવામાં આવ્યા. પાછા ૧૯૩૪ માં તેઓ મુક્ત થયા.

તેઓ છૂટ્યા ત્યારે કોંગ્રેસનું વાતાવરણ પાછું તંગ બની ગયું હતું. પટનામાં અખિલ હિન્દ મહાસભા-સમિતિની ઐતિહાસિક બેઠક ભરાઈ હતી. કેટલાક કોંગ્રેસ-વાદીઓ, ધારાસભામાં જઈ સરકારને શિકસ્ત આપવાનો વિચાર કરી રહ્યા હતા. નાગપુર કોંગ્રેસ વખતે જે સ્થિતિ હતી, તેવી જ પરિસ્થિતિ ઊભી થઈ હતી. કોંગ્રેસમાં ફાટફૂટ પડે એવો સંભવ હતો, પરંતુ આ વખતે મહાન શાંતિચાહક ગાંધીજી હાજર હતા. એમણે સમાધાનનો પ્રસ્તાવ રજૂ કર્યો. પણ ટંડનજી તો સૈદ્ધાંતિક દૃષ્ટિએ આ સમાધાનની વિરુદ્ધ હતા, કારણ જે સરકારનો સંપૂર્ણ બહિષ્કાર આપણે પુકાર્યો, તેજ સરકારે રચેલી ધારાસભામાં જવું એ એમને નામોશીભર્યું લાગ્યું.

ટંડનજીએ આચાર્ય કૃપાલાનીનો સંપર્ક સાધ્યો, ને એમનો મત જાણ્યો. આચાર્યજી પણ આ ઠરાવની વિરુદ્ધ હતા. એમને એમ લાગ્યું કે આપણે પીછેહઠ કરી રહ્યા છીએ. બન્નેએ એ ઠરાવનો સખત શબ્દોમાં વિરોધ કર્યો, પણ ઠરાવ પસાર થયો. કેન્દ્રિય પાર્લામેન્ટરી બોર્ડની સ્થાપના થઈ. એ બોર્ડમાં સભ્ય બનવા ડૉ. અન્સારી તથા માલવીયાજીએ ટંડનજીને ખૂબ વિનંતિ કરી, પણ ટંડનજીએ ના પાડી, ને પોતાને બદલે શ્રી. ગોવિંદ વલ્લભ પતનું નામ સૂચવ્યું. એ રીતે એમણે શ્રી. ગોવિન્દ વલ્લભ પંતને, અખિલ હિન્દમાં સ્થાન આપ્યું.

એ પછી ડૉ. રાજેન્દ્રપ્રસાદ કોંગ્રેસના પ્રમુખ તરીકે નિયુક્ત થયા. એમણે ટંડનજીને કારોબારીમાં લીધા.

૧૯૩૭ માં પ્રાંતીય ધારાસભાની ચૂંટણી થઈ. એ ચૂંટણીમાં છતાશે કે કેમ એ વિષે જરા શંકા હતી. પણ પોતાનું નાક રાખવા લડાઈ તો લડવી પડે એમ હતું. ચૂંટણીમાં ટંડનબાબુ જેવા ઊભા રહે, તો કોંગ્રેસની જીત થાય એમ હતું. ટંડનબાબુ તો ધારાસભાપ્રવેશની વિરુદ્ધ હતા. એમનો પ્રશ્ન હતો સિદ્ધાંતનો. એમને મનાવવા અશક્ય લાગ્યું.

આખરે પં. જવાહરલાલે બીડું ઝડપ્યું. પં. જવાહરલાલજી ટંડનબાબુ પાસે ગયા, અને કહ્યું કે અત્યારે પ્રશ્ન કોંગ્રેસની ઈજ્જતનો છે. વ્યક્તિ કરતાં સંસ્થા મોટી છે. જો કોંગ્રેસની ઈજ્જત જાય તો ટંડનજીની પણ ઈજ્જત ગઈ.

આખરે કોંગ્રેસને ખાતર, એમણે પોતાના સિદ્ધાંત છોડયા ને અલાહાબાદ શહેર તરફથી ટંડનબાબુને ઉમેદવાર તરીકે

ઊભા રાખ્યા. પરિણામ એ આવ્યું કે ટંડનજીની સામે બીજો કોઈ ઉમેદવાર ઊભા રહેવાની હિંમત કરી શક્યો નહિ. જો ઊભો રહે તો પોતાની અનામત ગુમાવે તે નક્કી હતું. એટલે ટંડનબાબુ ધારાસભામાં બિનહરીફ ચૂંટાયા.

જ્યારે મંત્રીમંડળ રચવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે મૌલાના આઝાદે મંત્રીમંડળમાં જોડાવા ટંડનબાબુને ઘણી વિનંતિ કરી. પણ ટંડનબાબુ આ વખતે એકના બે ન થયા. કારણ, એમણે એક વખત કોંગ્રેસની ઇજ્જત રાખી હતી, હવે કોંગ્રેસની ઇજ્જતનો સવાલ તો હતો નહિ. છેવટે, પંડિતજી, મૌલાના, સરદારશ્રી વગેરેની સમજાવટથી એમણે ધારાસભાના અધ્યક્ષપદનો સ્વીકાર કર્યો. પરન્તુ, ટંડનજીની એક વિશેષતા એ હતી, કે એમણે એ પદનો એક શરતે સ્વીકાર કર્યો. શરત એ હતી, કે પ્રમુખ હોવા છતાં, તેઓ રાજકારણમાં સક્રિય ભાગ લઈ શકે. કારણ કે, ટંડનજીની પૂર્વે જેટલા વડીધારાસભાના કે પ્રાંતીય ધારાસભાના પ્રમુખ હતા, તે બધા તટસ્થ, નિષ્પક્ષપાતી અને રાજકારણમાં ભાગ ન લેવાના શિરસ્તાને અનુસરતા.

આ મત સ્વ. વિઠ્ઠલભાઈનો હતો. વિઠ્ઠલભાઈ કહેતા કે ધારાસભાનો અધ્યક્ષ કોઈ પણ રાજકીય પક્ષનો ન હોય. બધા એ સૂત્રને અનુસરતા હોવાથી ટંડનજીને આ શરત કરવી પડી. અને એ રીતે એમણે એક નવો શિરસ્તો શરૂ કર્યો. કારણ, ટંડનબાબુ માટે રાજ્યનીતિનો ત્યાગ પ્રાણત્યાગ જેટલો કઠણ હતો. રાજકારણ એમના જીવનમાં ગૂંથાઈ ગયું હતું. વળી એમને અધ્યક્ષપદનો તો લોભ હતો નહિ,

કે જેથી એને માટે ગમે તેવી શરતો મંજુર રાખે. અધ્યક્ષપદ કરતાં એમને એમનું રાજકીય જીવન વિશેષ વહાલું હતું. એટલું જ નહિ પણ અધ્યક્ષપદ તો એમની ઉપર ઠોકી બેસાડેલું હતું: જ્યારે રાજકારણ તો એમના શ્વાસ ને પ્રાણ હતા!

એમની આ શરત પંતજીએ ધારાસભાના એક ઠરાવદ્વારા મંજૂર કરાવી. આમ છતાં ધારાસભામાં ટંડનજીએ કોંગ્રેસ તરફ લવલેશ પણ પક્ષપાત બતાવ્યો નહિ, એટલું જ નહિ, પણ એમના બધા નિર્ણયો તટસ્થ, નિષ્પક્ષપાત અને ન્યાયી હતા, એનું ધારાસભાના એકેએક સભ્ય તરફથી એમને પ્રમાણપત્ર મળ્યું. એમના નિર્ણયોને દેશવિદેશમાં પણ મહત્ત્વ મળ્યું. પ્રમાણભૂત નિર્ણયો તરીકે એમનો દાખલો અપાવા લાગ્યો.

૧૯૩૯ નાસપ્ટેમ્બરમાં યુરોપમાં બીજા વિશ્વયુદ્ધની શરૂઆત થઈ. હિન્દુસ્તાનને એની ઇચ્છાવિરુદ્ધ એ યુદ્ધમાં ધકેલાતું પડ્યું. આ જબરજસ્તીના વિરોધરૂપે, કોંગ્રેસે મંત્રીમંડળમાંથી રાજીનામાં આપવાનો નિર્ણય લીધો. કોંગ્રેસે રાજીનામાં આપ્યાં અને ગાંધીજીના આદેશ અનુસાર યુદ્ધનીતિનો વિરોધ જાહેર કર્યો. ઠેરઠેર સભાઓ ભરી યુદ્ધવિરોધી સૂત્રો પુકારાવા લાગ્યાં. ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો. ટંડનબાબુએ એમાં અગ્ર ભાગ લીધો, પરિણામે તેઓ ગિરફતાર થયા ને નૈની સેન્ટ્રલ જેલમાં એમને બંદીવાન તરીકે રાખવામાં આવ્યા. ત્યાંથી એમને ફતેહગઢ જેલમાં લઈ જવામાં આવ્યા. ફતેહગઢમાં એક વર્ષ એઓ રહ્યા. ત્યાં તો સરકારી નીતિ બદલાઈ. સરકાર કોંગ્રેસ જોડે કંઈક સમજૂતી પર આવવા માગતી હતી. એટલે બધા કોંગ્રેસ-બંદીઓને છોડવામાં આવ્યા. ટંડનજી છૂટયા.

પછી ક્રીપ્સ વાટાઘાટો ચાલી. ટંડનજી પણ ગાંધીજીની જેમ જ માનતા હતા કે અંગ્રેજોની દાનત સાફ નથી. ક્રીપ્સ ફક્ત આપણને છેતરવાને આવ્યો હતો. ક્રીપ્સ યોજનાનો બધા પક્ષોએ અસ્વીકાર કર્યો એટલે સમાધાનની બધીય આશાઓ પડી ભાંગી અને ગાંધીજીએ " હિંદ છોડો " નો અંગ્રેજોને પડકાર કર્યો.

ભયંકર તોફાનનાં રણશીંગાં ફૂંકાવા માંડયાં. દેશભરમાં ' હિન્દ છોડો ' નો નાદ ગૂંજી રહ્યો. મુંબઈમાં ઐતિહાસિક મહાસભા સમિતિની બેઠક મળી. ગાંધીજીનો ' કરેંગે યા મરેંગે ' નો રણનાદ વીજળીવેગે દેશમાં ફરી વળ્યો. સરકાર જાગૃત હતી. એણે ચાંપતાં પગલાં લેવા માંડયાં.

નવમી ઓગસ્ટે દેશભરના નેતાઓને ગિરફતાર કર્યા. એમાં સાંજે ચારવાગે ટંડનજી ઝડપાયા. આ એમની સાતમી જેલ હતી. એમને નૈની સેન્ટ્રલ જેલમાં નજરબંદ રાખ્યા. એમની સાથે પંતજી, ડૉ. કાટજુ વગેરે નેતાઓ હતા. જેલમાં એમનું સ્વાસ્થ્ય સારા પ્રમાણમાં બગડયું. સરકારે માંદગી દરમ્યાન એમને અમુક શરતે મુક્ત કરવાનું વિચાર્યું. ટંડનબાબુને એની જાણ થતાં, એમણે સ્પષ્ટ સુણાવ્યું કે, એવી રીતે છૂટવા કરતાં તેઓ જેલમાં જ મરવાનું પસંદ કરે. આથી સરકાર મૂંઝવણમાં પડી. જેલના ડોક્ટરોએ તો એમને તાબડતોબ મુક્ત કરવા જોઈએ એવો અભિપ્રાય આપી દીધો હતો. સરકારે વિચાર્યું કે આમણે બે વર્ષ તો જેલમાં વીતાવ્યાં છે, પાછા બિમાર છે: એટલે એમનાથી ડરવાને સરકારને કશું કારણ નથી. આખરે લાચાર બનીને સરકારે એમની બિનશરતી મુક્તિ કરી.

જેલમાંથી છૂટયા અને એમનું સ્વાસ્થ્ય જરાતરા સુધરવા માંડયું ત્યાં તો, એમણે કોંગ્રેસની પુનર્ઘટનાનું કામ શરૂ કરી દીધું. એમણે બહાર આવીને જોયું તો જનતામાં એક જાતની નિષ્ક્રિયતા આવી ગઈ હતી. જનતા કોંગ્રેસને લગભગ વીસરી ગઈ હતી. જનતાની આ કમજોરી, દેશને માટે જેમણે પોતાની જિંદગી કુરબાન કરી તેઓ પ્રત્યેની ઉપેક્ષા-એ બધાથી એમને ખૂબ દુઃખ થયું. જનતાને જગાડવાના ઉપાયો તેઓ શોધવા લાગ્યા. કોંગ્રેસવાદીઓ જેલની બહાર આવવા માટે જે નબળાઈ દેખાડતા, અને કોંગ્રેસને નામોશી અપાવતા હતા, તેથી એમનું હૃદય ચીરાઈ જતું. કોંગ્રેસ તો એ વખતે ગેરકાયદેસર સંસ્થા હતી, એટલે એ સંસ્થાને નામે કશું કરી શકાય એમ હતું નહિ. એટલે એમણે 'કોંગ્રેસ પ્રતિનિધિ સભા' નામની કોંગ્રેસવાદીઓની એક નવી સંસ્થા ઊભી કરી. એમણે કોંગ્રેસનું રચનાત્મક કાર્ય આ સંસ્થાદ્વારા ઉપાડયું, અને બહાર આવેલા કોંગ્રેસવાદીઓને એ કાર્યમાં જોતર્યા.

જોતજોતામાં એ સંસ્થા જોર પકડતી ગઈ. જનતાને એનામાં એનું કાર્ય જોઈને વિશ્વાસ બેસતો ગયો. એવામાં આપણા દેશનેતાઓને મુક્તિ મળી, અને કોંગ્રેસ કાયદેસર બની એટલે એ સંસ્થાને ટંકનબાણુએ બરખાસ્ત કરી. આ રીતે એમણે કપરા સંજોગોમાં, વિષમ પરિસ્થિતિમાં મૃતઃપ્રાય કોંગ્રેસમાં સંજીવની પ્રેરી અને કોંગ્રેસને જીવંત અને સક્રિય સંસ્થા બનાવી, જનતાનો વિશ્વાસ સંપાદિત કર્યો.

૧૯૪૨નાં આંદોલન વખતે સરકારે લગભગ બધે નાદિરશાહી જ પ્રવર્તાવી હતી. ઘણા નિર્દોષ ખેડૂતો ઉપર

ઇતિહાસ તો કહે છે, કે 'કષ્ટ સહન કરવાની દૃઢ ઇચ્છા ઘણી નિશ્ચિત વાતોને પણ ફેરવી નાંખે છે.'

આ રીતે જાહેરમાં પોતાના નિવેદન દ્વારા 'માઉન્ટબેટન યોજના'નો વિરોધ કરનાર સૌથી પહેલા પંડિતજી હતા. કોંગ્રેસની કારોબારીએ તો એ યોજનાનો સ્વીકાર કરી લીધો હતો. પરન્તુ, અખિલ ભારત મહાસભા સમિતિની મંજૂરી મેળવવાની હતી. ૧૯૪૭ ની ૧૪મી જુને એ ઐતિહાસિક બેઠક બોલાવવામાં આવી.

એ બેઠકમાં, સ્થળે સ્થળેથી વધારેમાં વધારે પ્રતિનિધિઓ દિલ્હી આવ્યા હતા. ટંડનજી દિલ્હી ગયા. એમને ખબર હતી કે આ યોજનાથી ગાંધીજીને પણ ઘણું દુઃખ થયું છે. એટલે તેઓ દિલ્હી આવીને સીધા બાપુને મળવા ભંગીનિવાસમાં ગયા.

એ દિવસે સોમવાર હતો. ગાંધીજીને મૌનવાર હતો. થોડો સમય બીજી વાતો કરી એમણે બાપુજીને પૂછ્યું, 'બાપુજી, દેશના ભાગલા વિષે શું આપની સંમતિ છે?'

મૌન હોવાથી બાપુજીએ સંકેતદ્વારા સમજાવ્યું કે તેઓ ટંડન બાબુની જેમ જ ભાગલાના વિરોધી છે. ગાંધીજીએ બે આંગળી બતાવી કહ્યું કે આપણે બે જણ જ ભાગલાના વિરોધી છીએ.

ટંડનબાબુ કહે: 'એકને એક બે પણ થાય ને અગિયાર પણ થાય.'

એ સાંભળી બાપુજી હસ્યા, ટંડનબાબુએ બાપુજીને

અખિલ ભારત મહાસભા સમિતિની બેઠકમાં હાજરી આપવા ખાસ વિનંતી કરી, ત્યારે બાપુજીએ કહ્યું કે હું એમાં હાજરી આપું એમ કારોબારી ઇચ્છતી નથી. એટલે જો કારોબારી બોલાવે, તો જ તેઓ બેઠકમાં હાજરી આપશે, તે સિવાય નહિ.

ટંડનબાબુએ કહ્યું, 'હું કારોબારીને સમજાવીશ કે આપને હાજરી આપવા આગ્રહ કરે.'

બપોરે વિધાનસભામાં આચાર્ય કૃપાલાનીના પ્રમુખપદે, એ ઐતિહાસિક બેઠક મળી. 'વન્દે માતરમ્'નાં ગીતથી એ મહાસભા સમિતિની બેઠકની શરૂઆત થઈ. શરૂઆતમાં, આચાર્ય કૃપાલાનીએ ભારતની ભૌગોલિક એકતા ઉપર ભાર મૂક્યો અને ભારતની જે આંતરિક એકતા છે તે અખંડ જ રહેવાની છેઃ એ વાતનું સમર્થન કર્યું.

ત્યાર બાદ પંડિત ગોવિન્દવલ્લભ પંતે, માઉન્ટબેટન યોજનાનો સ્વીકાર કરતો પ્રસ્તાવ રજૂ કર્યો.

મૌલાના આઝાદે એનું સમર્થન કર્યું.

તે પછી ગાંધીજીએ એ ઠરાવને મંજૂર કરવા અખિલ ભારત મહાસમિતિને કહ્યું. એમણે જણાવ્યું : 'જ્યારે નેતાઓએ એ યોજનાને સ્વીકારી લીધી છે, ત્યારે તમારા નેતાઓની ઇજ્જત રાખવી એ તમારા હાથમાં છે. ઠરાવની નામંજૂરી, એટલે નેતાઓ પર અવિશ્વાસની દરખાસ્ત.'

ગાંધીજીના વ્યાખ્યાન પછી ઠરાવ ઉપર ચર્ચા થઈ એમાં કેટલાયે સુધારા મુકાયા. એમાં મુખ્ય શ્રી. રાજકુમાર ચક્રવર્તી, જનાબ રતી, શ્રી જગન્નાથ તથા શ્રી જવાહરલાલ

પટ્ટાભિના સુધારાઓ હતા. પરન્તુ ટંડનબાબુએ તો સમગ્ર ઠરાવનો બહુ વિદ્વત્તાપૂર્ણ અને પ્રતીતિકર દલીલો દ્વારા વિરોધ કર્યો. તેમણે કહ્યુંઃ

"આ બેઠકની શરૂઆત 'વન્દે માતરમ્'નાં ગીતથી થઈ છે. એ ગીત સાંભળી મારા હૃદયમાં પીડા થઈ. મને થયું કે સુજલામ્, સુફલામ્, વરદામ્, એ શબ્દોથી જે માતાની વન્દના આપણે કરી રહ્યા છીએ, તે શું આ ઠરાવ રજૂ કર્યા પછી પણ આપણે એ વરદાન માગવાના અધિકારી રહીશું ખરા? એ ગીતનો અને આ ઠરાવનો કેવો દુઃખદ વિરોધ છે? શું આપણે એ ગીત ગાવાને લાયક છીએ? એ તો હવે મને હાસ્યાસ્પદ સ્થિતિ લાગે છે. આજે અમે એ માતાને વાઢવા ને એની નનામી ઉઠાવવા તૈયાર થયા છીએ......ઠરાવમાં જાતજાતની વાતો કહેવાઈ છે. ૬૦ વર્ષથી આપણે એક જ ધ્યેય આપણી નજર સામે રાખતા આવ્યા છીએ, કે ભારત આઝાદ બને, એક બને, ઠરાવમાં ભૌગોલિક, ઐતિહાસિક, સાંસ્કૃતિક અને આર્થિક કારણોને લઈને ભારતની એકતાનું સમર્થન કરવામાં આવ્યું છે. ભારતની એકતાના સમર્થનના ઠરાવમાં અનેક દલીલો કરવામાં આવી છે. પણ હિન્દના ટુકડા કરવા માટેની એમાં એક પણ દલીલ કરવામાં આવી નથી. એમાં ફક્ત એક વાક્ય જડે છે જેમાં કહ્યું છે કે "કોંગ્રેસ કોઈપણ વિભાગના લોકોને હિન્દી સંઘમાં શામેલ કરવાની ફરજ પાડી શકે નહિ." પણ એમ તો આપણી કેટલીક રિયાસતો પણ કહે છે કે તે હિન્દીસંઘમાં નહિ જોડાય. તો એમની એ વાતને તમે

શું માન્ય રાખશો? જે લોકો દેશની મૂર્તિને બગાડવા ને આપણી સામાજિક વ્યવસ્થાને રોકવા ઈચ્છે છે, તેમની સાથે જો જબરજસ્તીથી કામ ન લઈએ તો પછી ખબર નથી કે કોણજાણે દેશના કેટલા ટુકડા થશે! ઘણાં શહેરોમાં મુસ્લિમોની બહુમતિ છે. શું તેઓ બહાર રહેવા ઈચ્છે તો તમે એ લોકોની માગણી કબૂલ રાખશો? જ્યાં શક્તિનો પ્રયોગ થતો નથી ત્યાં કામ આગળ ચાલી શકે જ નહિ.

"તમે આગળ કહી ગયા છો કે હિંદુસ્તાનની એકતા એ આપણો મૌલિક સિદ્ધાંત છે....., હું અંગ્રેજોનું અહીં રહેવું પસંદ કરું પણ હિન્દુસ્તાનના બે ટુકડા થાય એ હરગિજ પસંદ ન કરું. આખરે અંગ્રેજોનો અહીંથી જવાનો આધાર આપણી તાકાત છે. આઝાદીની લડત લડનારા કદી લડતથી ગભરાતા નથી. લડાઈથી ગભરાઈને આ નિર્ણય લેવામાં કારોબારીએ ઘણી કમજોરી દાખવી છે. મને લાગે છે કે આ આપણે મોટામાં મોટી ભૂલ કરી છે. આ પરથી એમ લાગે છે, કે અમારા કોંગ્રેસ નેતાઓએ કે જેઓ આજકાલ કેન્દ્રીય સરકાર ચલાવે છે, તેમણે મારફાડ અને રક્તપાતથી ગભરાઈને આ નિર્ણય લીધો છે. રાષ્ટ્રના ઈતિહાસમાં આવાં ઉપદ્રવો તો અનેક આવે છે, પણ એનાથી ગભરાઈ દેશના ટુકડા કરવા એ અનુચિત છે. આપણે, આપણે માટે એક મોટી મુસીબત આ નિર્ણયથી ઊભી કરી છે. મને તો લાગે છે, કે હિન્દુસ્તાન પર કોઈ બહારના દેશનું આક્રમણ થાય, તો જરૂર પાકીસ્તાનીઓ આક્રમણ કરનારાઓને મદદ કરશે."

પછી કારોબારીએ મહાસભાસમિતિ સમક્ષ મૂકેલા ઠરાવને નામંજૂર કરવાની વાત કરતાં ટંડનબાબુએ કહ્યું:

"દેશની સામે કાર્યવાહકસમિતિ એ બહુ નાની ચીજ છે. મહાસભા સમિતિએ દેશ પ્રત્યેની એની જવાબદારી સમજીને પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ. કોંગ્રેસની કારોબારીએ, અંગ્રેજો અને મુસ્લિમ લીગ જોડે સમાધાન કરીને પોતાની કમજોરીનો પુરાવો આપ્યો છે. વસ્તુતઃ આ અહિંસા પર હિંસાનો વિજય છે. આ યોજના નથી હિન્દુઓને લાભદાયી કે નથી મુસ્લિમો માટે લાભદાયી...એથી તમારે આ યોજનાને ફેંકી દેવી જોઈએ."

આખરે ઠરાવ તો પસાર થયો, પણ ટંડનબાબુએ આ ભાષણમાં કહ્યું તે શબ્દશઃ સાચું પડયું. પાકીસ્તાનની રચના થતાંની સાથે જ જે ભયાનક કતલેઆમ ચાલી, જે પાશવી અત્યાચારો થયા: હૈદરાબાદ, કાશ્મીર, જૂનાગઢ વગેરે જે પ્રશ્નો ઉપસ્થિત થયા, એ બધું બતાવી આપે છે કે ટંડનબાબુની દૃષ્ટિ કેટલી દૂરગામી ને ભવિષ્યપારખુ હતી.

ટંડનબાબુ માને છે કે ભારતની સંસ્કૃતિ એક છે. દેશમાં બે સંસ્કૃતિ હોઈ જ ન શકે. દેશમાં બે સંસ્કૃતિ રાખવી એ દેશનો વિશ્વાસઘાત છે. બે સંસ્કૃતિની ભાવનાએ તો દેશના ટુકડા કર્યા. જેઓ એમ માનતા હોય કે હિન્દુ ને મુસ્લિમ બન્ને સંસ્કૃતિ જુદી છે, તેમને માટે બહેતર છે, કે તેઓ પાકીસ્તાન ચાલી જાય.

હિન્દના ભાગલા પછી મુસ્લિમ લીગ, જે હિન્દવિરોધી પ્રવૃત્તિઓ ચલાવી રહી હતી તેને શ્રી ટંડનજીએ એમના

વક્તવ્યમાં સખત શબ્દોમાં વખોડી કાઢી. ઠેરઠેર આ રાજ્ય-દ્રોહી પ્રવૃત્તિઓ માટે એમણે મુસ્લિમોને સખત શબ્દોમાં ચેતવણી આપી. આ એમના ભાષણોથી હિંદના મુસ્લિમો ચોંકી ગયા અને એમણે ટંડનબાબુની નાલેશી કરવાનો પ્રયત્ન કર્યો. એમણે પ્રાંતીય ધારાસભામાં ટંડનબાબુના પ્રમુખપદ ઉપર અવિશ્વાસની દરખાસ્ત લાવવાની કોશિશ કરી.

મુસ્લિમ લીગની સભામાં, ટંડનબાબુ ઉપર અવિશ્વાસની દરખાસ્ત પસાર કરી અને ટંડનબાબુના પ્રમુખપદના રાજી-નામાંની માગણી કરી.

પ્રાંતીય ધારાસભામાં આ પ્રશ્નની ચર્ચા થઈ ત્યારે તે વખતના ગૃહખાતાના મંત્રી શ્રી. રફી અહમદ કીડવાઈએ જણાવ્યું કે ' ટંડનબાબુએ ભાષણમાં જે જે આક્ષેપો મુસ્લિમો પર કર્યાં તે બધા માટે પુરાવા મોજૂદ છે.' આથી વિરોધીઓ શાંત પડી ગયા અને ટંડનબાબુની શાન રહી.

જુલાઈ ૧૯૪૮ માં સંયુક્ત પ્રાંતની પ્રાંતીય કોંગ્રેસ કમિટીના અધ્યક્ષ તરીકે એમની વરણી થઈ. એજ વર્ષમાં કોંગ્રેસના પ્રમુખપદ માટે એમનું નામ સૂચવાયું. એમની ઘણી અનિચ્છા હોવા છતાં, સૈકાંઓ પછી હિંદને એક અને અવિ-ભાજ્ય બનાવનાર : ભારતના લોખંડી પુરુષ સરદારશ્રી વલ્લભ-ભાઈ વગેરેએ એમને ખૂબ આગ્રહ કર્યો. એટલે એમણે ઉમેદવારી પાછી ખેંચી નહિ. પણ પોતાની તરફેણમાં એમણે ન તો એક નિવેદન બહાર પાડ્યું, ન તો મતદારોની જોડે પ્રત્યક્ષ કે પરોક્ષ સંપર્ક સાધ્યો: ન તો એમની તરફથી કોઈને ચૂંટણી વિષે કશો ઉલ્લેખ સરખોયે કરવા દીધો.

આ રીતે, એમણે શાનદાર રીતે ચૂંટણી જંગ ખેલ્યો. એમની સામે ડૉ. પટ્ટાભિ સીતારામૈયા ઊભા હતા. એક એક દક્ષિણ ભારતનો કોંગ્રેસવાદી એમને માટે પ્રચાર કરતો હતો. દિનપ્રતિદિન કોંગ્રેસવાદીઓનાં પટ્ટાભિને ચૂંટી કાઢવા માટે નિવેદનો આવતાં હતાં. આમ આ હરીફાઈ પ્રચાર અને બિન-પ્રચાર વચ્ચે હતી.

ચૂંટણીના પરિણામમાં માત્ર થોડા મતો માટે જ ટંડન-બાબુ હારી ગયા. આમ છતાં એક વાત તો સ્પષ્ટ હતી, કે પ્રચાર વિના એમને બારસો જેટલા કોંગ્રેસ પ્રતિનિધિઓના મતો મળ્યા: એટલું જ નહિ પણ દક્ષિણ ભારતના મતો પણ તેઓ મેળવી શક્યા, એ એમને માટે થોડા ગૌરવનો વિષય નહોતો.

૧૯૫૦માં માં જ્યારે ફરી કોંગ્રેસપ્રમુખના નિર્વાચનનો પ્રશ્ન ઊભો થયો, ત્યારે એમનું નામ પ્રમુખપદ માટે સૂચવવામાં આવ્યું. આ વખતે એમની સામે બીજા બે હરીફો હતા. આચાર્ય કૃપાલાની અને શ્રી. શંકરરાવ દેવ. આ વખતની હરીફાઈ પણ કટોકટીની હતી. સરદાર વલ્લભભાઈએ એમની ચૂંટણીમાં સક્રિય રસ લીધો, અને એમની લાગવગ વાપરી. આ વખતે પણ ટંડનબાબુએ એક પણ નિવેદન બહાર ન પાડ્યું, ન કોઈને પ્રચાર કરવાનું કહ્યું, ન મતદારોનો એમણે પરોક્ષ કે પ્રત્યક્ષ સંપર્ક સાધ્યો. એમ છતાં શ્રી. ટંડનબાબુ બહુમતિએ ચૂંટાયા અને નાસિક અધિવેશનના અધ્યક્ષ બન્યા.

ચૂંટણી થયા પછી પણ ટંડનજી માટે અત્યંત નાજુક

પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. ટંડનજીના ચૂંટણીવિજયને પં. જવાહરલાલે પોતાના પરાજય તરીકે વર્ણવ્યો. ટંડનજી અને પોતાના મતભેદો આગળ લાવી નાસિક કોંગ્રેસમાં પોતાની રાજ્યનીતિમાં કોંગ્રેસના પ્રતિનિધિઓને વિશ્વાસ છે કે નહિ તે સૂચવવા કહ્યું.

ટંડનજી પં. જવાહરલાલની નીતિ જોડે પૂરેપૂરા સંમત નહોતા. એની વચ્ચે ઘણા સૈદ્ધાંતિક મતભેદો હતા. બધાને લાગ્યું કે નાશિક કોંગ્રેસમાં ફાટફૂટ પડશે, કોંગ્રેસવાદીઓ અંદર અંદર ઝગડશે અને પં. જવાહરલાલ રાજીનામું આપશેઃ ટંડનજી ઝાઝો સમય પ્રમુખપદે રહી નહિ શકે, વગેરે અનેક અફવાઓથી વાતાવરણ ગાજતું હતું. સહુના મનમાં એક જ પ્રશ્ન ઊઠતો હતો કે હવે શું થશે?

પણ ટંડનજી ને જવાહરલાલજી બન્નેને હૈયે દેશનું હિત વસેલું હતું. એમાંથી કોઈ, કોંગ્રેસમાં ફાટફૂટ પડે અને કોંગ્રેસની પ્રતિષ્ઠામાં ઘટાડો થાય એવું ઈચ્છતું નહોતું. એટલે નાશિકમાં ન મારામારી થઈ, ન બોલાબોલી થઈ ન વાગ્યુદ્ધો થયાં. શાંત, સ્વસ્થ અને નિરુપદ્રવી રીતે કોંગ્રેસનું અધિવેશન ભરાયું.

ટંડનબાબુનું શાનદાર સ્વાગત થયું. એમણે ખૂબ બાહોશી તથા કાબેલિયતથી મહાસભાસમિતિનું સુકાન સંભાળ્યું. જવાહરલાલજી અને ટંડનબાબુ વચ્ચે કોઈપણ જાતનો વિરોધ દેખાયો નહિ. ટંડનજીનું સંચાલન એવું શિસ્તબદ્ધ હતું, કે કોઈને પણ માઠું ન લાગે, કોઈને અન્યાય થયો ન લાગે. બધાંનાં મન સંતોષાયાં. બધા રાજી રહ્યા, અને આનંદ, હર્ષ,

ઉલ્લાસ ને ઉત્સાહભર્યા વાતાવરણમાં, અધિવેશનનો આરંભ ને પૂર્ણાહુતિ થયાં.

ટંડનબાબુએ આ પ્રસંગે પ્રમુખપદેથી આપેલા પોતાના ભાષણમાં, પોતાને અને જવાહરલાલ વચ્ચે રાજ્યનીતિનો, બિનમજહબી રાષ્ટ્રનો, પરદેશનીતિનો કે એવો કોઈ મતભેદ હતો નહિ અને છે નહિ એવી ઘોષણા કરી.

આમ ધાંધલની આશા રાખનારા, ફાટફૂટ તરફ દૃષ્ટિ રાખનારા નિરાશ થયા. કોંગ્રેસની પડતી જોવા આવેલા વીલે મોંએ પાછા ગયા.

ટંડનબાબુને પગલે પગલે કાંટા વેરાયેલા હતા. કોંગ્રેસ અધિવેશન પછી જ્યારે પોતાની કારોબારીની પસંદગી કરવાની આવી ત્યારે એમને પ્રમુખનો તાજ કેટલો કાંટાળો છે તેની ખરેખરી પ્રતીતિ થઈ.

પં. જવાહરલાલજીએ કારોબારીમાં જોડાવાની નામરજી બતાવી. પં. જવાહરલાલ વિના કારોબારી રચાય એ યોગ્ય નહોતું. જવાહરલાલજીની શરત એ હતી કે જો શ્રી. રફી અહમદ કીડવાઈને કારોબારીમાં લે, તો જ પોતે આવે. પરંતુ ટંડનબાબુ શ્રી. કીડવાઈને અમુક સૈદ્ધાંતિક પ્રશ્નોને લઈને લેવા માંગતા નહોતા. આથી, એક મહત્ત્વની મડાગાંઠ ઊભી થઈ.

પં. જવાહરલાલે આ વિષે નિવેદન પણ પ્રગટ કર્યું. આથી કોંગ્રેસ અધિવેશન પછી 'તાબડતોબ' રચાવી જોઈતી કારોબારી, મહિનો થયો, તોયે ન રચાઈ. લાંબી વાટાઘાટો ચાલી.

ટંડનબાબુ આ બાબતમાં નમતું આપવા તૈયાર નહોતા.

કોંગ્રેસ પ્રમુખ તરીકે કોને પસંદ કરવા અને કોને ન કરવા તે નક્કી કરવાનો પોતાને હક હતોઃ એટલે હક ઉપર તરાપ પડે એ એમના જેવા પુરુષથી સહન થાય નહિ. આખરે મૌલાના આઝાદ વચ્ચે પડ્યા, ખુદ શ્રી. રફી. અહમદ કીડવાઈએ પંડિતજીને સમજાવ્યા, અને આખરે જવાહરલાલને નમતું આપવું પડ્યું, અને એ રીતે એક મહાન આપત્તિ ટળી. ખરાબે ચડેલું કોંગ્રેસનું નાવ શાંત ને સ્વસ્થ જળમાં આવ્યું.

આ રીતે એક સામાન્ય કોંગ્રેસ સ્વયંસેવકમાંથી ક્રમશઃ પં૪ વર્ષે ટંડનબાબુ એ સંસ્થાના ઊંચામાં ઊંચા હોદ્દા પર આપબળે પહોંચ્યા, અથવા સાચી રીતે કહીએ તો એમણે જનતાની કરેલી સેવાની કદર તરીકે જનતાએ એ પદે એમને પહોંચાડયા.

એમણે પોતાના જીવનની આહુતિ કોંગ્રેસ માટે આપી. કોંગ્રેસને એમણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. પરિણામે, કોંગ્રેસ પ્રમુખની ગાદી શોભાવવા એમને જનતાની આજ્ઞા થઈ, ને એ એમણે સહર્ષ અને સગર્વ સ્વીકારી.

કે હિન્દુ અને મુસ્લિમની સંસ્કૃતિની ભિન્નતાનો તેઓ પ્રખર વિરોધ કરે છે.

આથી જ તેઓ માને છે, કે, જે લોકો દ્વિરાષ્ટ્રમાં માનતા હોય તેમણે આ દેશમાંથી ચાલી જવું જોઈએ. જે લોકોને ભારતીય સંસ્કૃતિમાં શ્રદ્ધા ન હોય તેમને માટે અહીં સ્થાન જ નથી. ભિન્નતાને પોષક રાજકીય સ્થિતિ એમને માન્ય નથી.

આજ કારણથી ૧૯૧૬ માં એમણે લખનૌ કરારનો વિરોધ કર્યો, પાકીસ્તાનનો વિરોધ કર્યો, મુસ્લિમોને ખુશ કરવાના ગાંધીજી ને રાજાજીના રાજકારણનો વિરોધ કર્યો, અને ભારતના ભાગલાનો વિરોધ કર્યો.

આ પરથી પ્રતીત થશે કે એમનું રાજકારણ કોમવાદી નથી, એમનું રાજકારણ સંકુચિત નથી. એમનાં રાજકીય સિદ્ધાંતોનું બીજું તત્ત્વ એ છે, કે આપણું રાજકારણ હિન્દુસ્તાની હોવું જોઈએ. આજ કારણથી, જ્યારે તેઓ સંયુક્ત પ્રાંતની ધારાસભાના પ્રમુખ થયા ત્યારે, પ્રમુખ કોઈ પણ રાજકીય પક્ષમાં શામેલ ન થઈ શકે, યા તો પ્રમુખ કોઈ પણ રાજકીય પક્ષમાં સક્રિય કાર્ય ન કરી શકે, એ સિદ્ધાંતનો એમણે વિરોધ કર્યો. અને પ્રમુખ થવાની એક શરત એ કરાવી લીધી કે પોતે કોંગ્રેસના સક્રિય સભ્ય રહી શકે અને પોતાની બધી રાજકીય પ્રવૃત્તિઓ આદરી શકે.

આ રીતે, હિન્દુસ્તાનમાં એક નવો ચીલો એમણે પાડ્યો. અને પાશ્ચાત્ય રાજનીતિનું અનુકરણ કરનારા આપણા નેતાઓને, એમણે પોતાનાં આ પગલાંથી બોધપાઠ આપ્યો.

ટંડનજી લોકશાહી પદ્ધતિના રાજશાસનને અનુસરે છે, અને તેઓ દરેકના સમાન હકમાં માને છે. એમણે નાશિકના એમના પ્રમુખપદના ભાષણમાં આ વાતની સ્પષ્ટતા કરી હતી કે, 'રાષ્ટ્રનો પાયો ધર્મના પુસ્તક પર નહિ પણ જનતાના અવાજ ઉપર અવલંબે છે. અને એક વાર બુદ્ધિનું પ્રાબલ્ય આપણે સ્વીકાર્યું એટલે પછી કોમવાદને તો રામ-રામ જ કરવાના." આ એમના જ શબ્દો પરથી પ્રતીત થશે કે ટંડનજીનું રાજકારણ કોમવાદી નથી, પરન્તુ લોકશાહી પદ્ધતિનું છે.

રાષ્ટ્રમાં એકતા કે બળ, રાષ્ટ્રની ભાષા એક હોય તો જ આવી શકે, એમ તેઓ માનનારા છે. આથી તેઓ રાષ્ટ્રભાષાને ખૂબ મહત્ત્વ આપે છે, અને રાષ્ટ્રભાષાના પ્રચાર માટે પોતાની જાત ખર્ચી નાંખે છે.

બીજું, ટંડનજી મજબૂત કેન્દ્રીય સત્તા હોવી જોઈએ એમ માનનારા છે. મજબૂત કેન્દ્રીય સત્તા અને પ્રાણવાન રાષ્ટ્રભાષા એ બે રાષ્ટ્રની એકતાનાં સાધનો છે, આથી એમણે જ્યારે જ્યારે આપણાં રાજ્યોએ કેન્દ્રની સત્તા નબળી પડે એવું કંઈ કાર્ય કર્યું છે, ત્યારે ત્યારે તેનો વિરોધ કર્યો છે, અને કેન્દ્રનો પક્ષ લીધો છે.

એમનું રાજકારણ જનતાને જ લક્ષમાં રાખીને ઘડાયલું છે. જેમાં જનતાને સુસીબત હોય, જેમાં જનતા અમલદારશાહીને હાથે ત્રાસ પામતી હોય, એવાં બધાં સરકારી નિયમનોનો એમણે વિરોધ કર્યો છે.

ટંડનમાણ અંકુશોનો જે વિરોધ કરે છે, તેનું મુખ્ય

કોંગ્રેસનું રાજકારણ અત્યારે સત્તાલોલુપ થઈ બની ગયું છે. કોંગ્રેસવાદીઓ જ ઉચ્ચ નીતિને ભૂલી સ્વાર્થી બન્યા છે, તે તરફ પણ એમને નફરત છે. કોંગ્રેસવાદીઓની ગોરખપુરમાં મળેલી એક સભામાં કોંગ્રેસવાદીઓનું જે નૈતિક પતન થઈ રહ્યું છે, તેઓ જે અવળે પંથે જાય છે, તેથી એમને એટલું બધું લાગી આવ્યું હતું કે ભરસભામાં તેઓ રડી પડયા હતા.

એમના પોતાના જ પ્રાંતમાં કોંગ્રેસના નિરનિરાળા પક્ષો વચ્ચે એમણે જ વારંવાર સમાધાન કરાવી આપ્યું છે, કારણ કે બને પક્ષોને એમનામાં વિશ્વાસ હોય છે એનું કારણ એ છે કે ટંડનજીનું રાજકારણ એવું નથી, કે એ પોતાનો કોઈ એક પક્ષ સ્થાપે, બીજા પક્ષ સામે ખટપટ કરે અને સત્તા માટે ઝગડા કરે. એમનો કોઈ પક્ષ જ નથી. આથી જ એમની રાજકીય પ્રામાણિકતા મશહૂર છે, એથી તો પ્રમુખપદની ચૂંટણી માટે એમણે ન તો એક પણ પૈસો ખર્ચ્યો, કે ન તો એક પણ નિવેદન પ્રગટ કર્યું.

આમ સમગ્ર દૃષ્ટિએ વિચારીએ તો ટંડનજીનું રાજકારણ, એટલે પાકીસ્તાનની જોડે કડક વલણ લેવાની હિમાયત કરવું, નિર્વાસિતો માટે સામુદાયિક કરવેરા નાંખવાનો આગ્રહ રાખવું, હિન્દની રાષ્ટ્રીય એકતા, મજબૂત કેન્દ્ર સરકાર અને રાષ્ટ્રભાષાદ્વારા સિદ્ધ કરવા મથવું, ભારતીય સંસ્કૃતિ ઉપર જ અવલંબવું, સત્તાલોલુપતા, સરકારની રૂશ્વતખોરી, કંટ્રોલ, એ બધાનો વિરોધ કરવું રાજકારણ.

## ૭. ટંડનજીની સાહિત્યોપાસના

શ્રી. ટંડનજીને નાનપણથી જ સાહિત્યનો વ્યાસંગ હતો. સાહિત્યે એમના જીવનમાં ખૂબ રસિકતા જન્માવી છે. ટંડનજીની સાહિત્યોપાસના, એમના શાળાના દિવસોથી શરૂ થયેલી. તેઓ શાળાના પાંચમા ધોરણમાં હતા, ત્યારે ઉત્તમ નિબંધ લખવા માટે એમને ઈનામ મળેલું. તેઓ શાળામાં હતા, ત્યારથી જ એમણે તુળસીદાસ, સુરદાસ, કબીરજી વગેરેની કૃતિઓનું અધ્યયન કરેલું. અને એ કવિઓનાં પદો એમને એ સમયે જ મુગ્ધ કરતાં હતાં.

પરન્તુ શાળાના અભ્યાસકાળ દરમ્યાન વિશેષતઃ તો સાહિત્યનું અધ્યયન જ એમણે કર્યું. એમને નાનપણથી એમ થયાં જ કરતું હતું, કે લેખક થવા માટે તો બહુ સારો અભ્યાસ હોવો જોઈએ. એમને લેખક તરીકે પંકાવાની મહેચ્છા ઘણી હતી એટલા જ માટે તેઓ ખૂબ વાંચતા. એમના વાચનમાં મધ્યકાલીન કવિઓનાં પદો, સમકાલીન ઉર્દૂ સાહિત્ય, સંસ્કૃત, વગેરે વિધવિધ સાહિત્ય તેઓ રસ પૂર્વક વાંચતા. આ વાચનથી એક મોટામાં મોટો લાભ

એમને એ થયો, કે એમની ભાષા યોગ્ય રીતે ઘડાવા લાગી: અને એ પરિપક્વ થઈ, ત્યારે જ તેમણે લખવું શરૂ કર્યું.

તેઓ કૉલેજમાં આવ્યા, ત્યારે એમના આ અભ્યાસની વૃદ્ધિ થતી ગઈ અને એમણે લખવા પણ માંડ્યું. જો કે, એમનું લખાણ મર્યાદિત હતું, છતાં એ ઉચ્ચ ગુણવત્તાવાળું હતુ. કૉલેજના માસિકમાં એમનું લખાણ ખૂબ વખણાતું, પણ સાથે સાથે હિન્દી માસિક પત્રોમાં પણ એમનાં લખાણો પ્રગટ થવા માંડ્યાં, અને સાહિત્યપ્રેમીઓનાં મન એમની તરફ દોરાયાં. સાહિત્યજગતમાં કોઈ એક નવો તારક પ્રગટ્યો છે એમ બધાંને લાગવા માંડ્યું.

તેઓ બી એ. ના વર્ગમાં આવ્યા ત્યારે એમને લાગવા માંડ્યું કે હિન્દીમાં સરળ વ્યાકરણની જરૂર છે, આથી એમણે વ્યાકરણ લેખનનો પ્રારંભ કર્યો, અને બી. એ.ના અભ્યાસકાળ દરમ્યાન જ વ્યાકરણ પૂરું કર્યું. જો કે એ વ્યાકરણ તો તેઓ વકીલ થયા ને તેમની પ્રતિષ્ઠા જામી ત્યારબાદ જ પ્રગટ થયું. આ વ્યાકરણની તત્કાલીન સામયિકોમાં બહુ સારી સમાલોચના પ્રગટ થઈ.

૧૯૦૫માં દિલ્હીમાં બડા દોરદમામથી દરબાર ભરાયો. એ દરબારમાં ઘણા રાજામહારાજાઓ, સરકારના ખિતાબધારીઓ, ખિતાબવાંછુઓ ભેગા થયા હતા. સરકારી અમલદારો પણ ભેગા થયા હતા. આ પ્રસંગ ઉપર એક સુંદર કટાક્ષકાવ્ય 'બંદર મહાકાવ્ય' એમણે લખ્યું, અને એમાં દરબારમાં હાજર રહેનારાઓની જબરી ઠેકડી ઉડાવી ! એમાં અંગ્રેજોનું અનુકરણ કરનાર, આપણા બધા દેશીભાઈઓને

એમણે વાંદરા કહ્યા ને ખૂબ ઠેકડી ઉડાવી. આ એમનું કાવ્ય "हिन्दी प्रदीप"માં છપાયું. એનો સમાજમાં ખૂબ પ્રભાવ પડચો. એની અસર એટલી તો સરસ થઈ કે, સરકારે થોડા સમયમાં જ એ પુસ્તક જપ્ત કર્યું.

ટંડનજીનો હિન્દી સાહિત્ય સંમેલન જોડેનો સંબંધ તો ખૂબ મશહૂર છે. એ સંમેલન દ્વારા ટંડનજીએ હિન્દી સાહિત્યની અણમોલ સેવા બજાવી છે. હિન્દીની સેવા એ એમની જીવનપ્રવૃત્તિનું એક મહત્ત્વનું અંગ છે. વિધાન સભાએ હિન્દી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી એ ટંડનજીના જ પ્રયત્નોને લીધે, એમ કહેવામાં કશું જ ખોટું નથી. હિન્દી સાહિત્ય સંમેલન શરૂ થયું, ત્યારથી જ સદ્ભાગ્યે એને ટંડનજીની સેવાનો લાભ મળ્યો છે.

પ્રથમ હિન્દી સાહિત્ય સંમેલન કાશી નાગરી પ્રચારિણીસભાના આશ્રયે એક ભવ્ય મંડપની નીચે ૧૯૧૦ ના ઓક્ટોબર માસમાં ભરાયું હતું. સંમેલનના પ્રમુખ તરીકે પં. માલવીયાજીની વરણી થઈ હતી. આ પ્રથમ અધિવેશનમાં મંત્રી તરીકે શ્રી. ટંડનજીની નિયુક્તિ થઈ. એમની વરણી વિના વિરોધે, વિના હરીફે થઈ. આ પરથી ૧૯૧૦ માં ટંડનબાબુએ હિન્દીસાહિત્યમાં જે સ્થાન પ્રાપ્ત કર્યું હતું તેનો સહજ ખ્યાલ આવશે. એમની નિયુક્તિનો પ્રસ્તાવ પંડિત સોમપ્રકાશે રજૂ કર્યો હતો, અને એને શ્રી. સૂર્યનારાયણ દીક્ષિતે અનુમોદન આપ્યું હતું.

અનુમોદન આપનારે કહ્યું કે એમના સિવાય મંત્રીપદને માટે બીજો કોઈ લાયક નથી. વળી તેઓ કાનૂન

જાણનારા છે, એથી એમની યોગ્યતામાં વિશેષ વધારો થાય છે.

ટંડનજીએ પોતાની મંત્રી તરીકેની જવાબદારી એટલી સરસ રીતે અદા કરી, કે ત્રણચાર વર્ષ પછી તો સંમેલનનો સમગ્ર ભાર એમના શિરે જ આવી પડયો. અને એ હિમાલય જેવડો ભાર ટંડનબાબુએ ફૂલની જેમ ઉપાડયો: એટલું જ નહિ, પણ એની ક્રમશઃ વૃદ્ધિ કરી. આજે અલાહાબાદમાં આપણને સંમેલનનું જે મોટું મકાન દૃષ્ટિએ પડે છે, એ ટંડનજીનો અથાગ પરિશ્રમ, એમની નિઃસ્વાર્થ સેવા ને ઉદ્યોગનું શુભ પરિણામ છે.

૧૯૨૩ માં કાનપુરમાં હિન્દી સાહિત્ય સંમેલનના તેરમા અધિવેશનના તેઓ પ્રમુખ બન્યા. આ પૂર્વે, સંમેલનના પ્રમુખપદ માટે એમનું નામ અનેક વાર સૂચવાયું હોવા છતાં દર વખતે તેઓ એનો ઈન્કાર જ કરતા હતા, પરન્તુ આ વખતે તેઓ ઈન્કાર ન જ કરી શકયા ને પ્રમુખપદનો સ્વીકાર કરવો જ પડયો.

એમણે હિન્દી સાહિત્ય સંમેલન દ્વારા, હિન્દીની જે મોટામાં મોટી સેવા કરી, તે હિન્દી સાહિત્ય સંમેલનની પરીક્ષાઓની યોજના સંબંધી છે. આજે હિન્દી સાહિત્ય સમેલનની જેટલી પરીક્ષાઓ લેવાય છે, તેની યોજના એમણે ઘડેલી: જેનો ૧૯૧૪ માં ભાગલપુર અધિવેશનમાં એમણે સ્વીકાર કરાવેલો. આજે હજારો વિદ્યાર્થીઓ હિન્દી સાહિત્યની પરીક્ષાઓ આપી જે પ્રમાણપત્રો મેળવે છે, તેઓ ભાગ્યેજ જાણતા હશે કે એ સૌ પ્રતાપ ટંડનજીનો છે.

એ જાણીને ઘણાને આશ્ચર્ય થશે, કે હિન્દુસ્તાનીનો

વિરોધ કરનાર ટંડનજીએ જ પ્રથમ હિન્દુસ્તાની નામ સૂચવેલું. કોંગ્રેસની કાર્યવહી અંગ્રેજી ભાષામાં જ ઘણાં વર્ષો સુધી ચાલતી હતી. આમ જનતા એ કારણથી કોંગ્રેસની કાર્યવહીમાં જરાય રસ લઈ શકતી નહોતી. કોંગ્રેસમાં ભાગ લેનારા કહેવાતા શિક્ષિત લોકો હતા.

દેશની મહાન રાષ્ટ્રીય સંસ્થાની કાર્યવહી બિન-રાષ્ટ્રીય-પરદેશી ભાષામાં ચાલે એ એમને અસહ્ય થઈ પડયું. આ કારણથી પ્રથમ ૧૯૧૯ માં જ્યારે અમૃતસરમાં પંડિત મોતીલાલજીના અધ્યક્ષપણા નીચે અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન ભરાયું હતું, ત્યારે કોંગ્રેસનું બધું કામ દેશી ભાષામાં જ થવું જોઈએ એ મતલબનો ઠરાવ શ્રી. ટંડનબાબુએ મૂકયો. એ ઠરાવનો શ્રી. રાજગોપાલાચારીએ અને અન્ય સભ્યોએ વિરોધ કર્યો. એ ઠરાવ પર ચર્ચા કરતાં ગાંધીજીએ કહ્યું, કે દક્ષિણ હિન્દના ભાઈઓને હિન્દુસ્તાની ભાષા શીખવા માટે થોડો સમય આપવો જોઈએ. એ વખતે ટંડનજીએ બાપુની વાત માની અને પોતાનો પ્રસ્તાવ પાછો ખેંચ્યો.

ત્યાર પછી ૧૯૨૫ માં ટંડનજીએ કોંગ્રેસની વિષય વિચારિણી સમિતિમાં કોંગ્રેસનું બધું ય કામ હિન્દુસ્તાનીમાંજ ચાલવું જોઇએ એ મતલબનો ઠરાવ રજૂ કર્યો. દક્ષિણ હિન્દના ભાઈઓને હિન્દુસ્તાની શીખવા માટે છ વર્ષ મળ્યાં હતાં. હવે કંઈ બહાનું ચાલે એમ હતું નહિ. છતાં પંડિત મોતીલાલજી અને શ્રી. રાજગોપાલાચારીએ એ ઠરાવનો વિરોધ કર્યો. આખરે મત લેવાતાં ટંડનજીની જીત થઈ

અને ત્યારથી હિન્દુસ્તાની શબ્દ કોંગ્રેસના બંધારણમાં દૃઢ અને રૂઢ બની ગયો.

અને ૧૯૨૧ માં ઠેર ઠેર રાષ્ટ્રીય શિક્ષણનું આંદોલન જારી હતું. એ જ વખતે પ્રાંતે પ્રાંતમાં રાષ્ટ્રીય શિક્ષણનાં કેન્દ્રો ઉઘડવાં માંડ્યાં. બનારસમાં કાશી વિદ્યાપીઠની સ્થાપના થઈ. પ્રયાગમાં, હિન્દી ભાષા દ્વારા, ઉચ્ચ રાષ્ટ્રીય શિક્ષણ મળી શકે એવી વિદ્યાપીઠ સ્થાપવા માટે ટંડનજીએ સતત પ્રયત્નો કર્યાં, અને એ પ્રયત્નો કામયાબ નીવડ્યા. પરિણામે, હિન્દી વિદ્યાપીઠની સ્થાપના એમના પ્રયત્નોને લીધે થઈ. એ વિદ્યાપીઠના પ્રથમ આચાર્ય ટંડનજી બન્યા. એમનો પ્રથમ શિષ્ય એમનો પુત્ર જ હતો. આમ એમણે પોતાના જ ચેલા મૂંડવા માંડ્યા, કે જેથી પોતે અન્યને અનુકરણીય બની શકે.

ધીમે ધીમે વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ચાલી. આ સંસ્થાને શ્રી. વિયોગી હરિ જેવા તપસ્વી અને જાણીતા હિન્દી સાહિત્યકાર આચાર્ય તરીકે પ્રાપ્ત થયા, એ એનું સદ્‌ભાગ્ય છે. એ વિદ્યાલય હિન્દમાં આદર્શ વિદ્યાલય બને તે માટે એમણે ખૂબ પ્રયત્ન કરેલા. એની આસપાસ ૧૨૫ વીઘાં જમીન પણ એમણે લઈ રાખી, કે જેથી ભવિષ્યમાં એનો વિકાસ થઈ શકે. એમનો આદર્શ તો એવો છે, કે વિદ્યાર્થીઓ ત્યાં રહીને પોતાને ઉપયોગી ચીજોનું ત્યાં ઉત્પાદન કરી લે, અને એ રીતે પૂર્ણાંશે સ્વાવલંબી બને. પણ એમનું સ્વપ્ન ફળ્યું નહિ.

સાધારણ રીતે ટંડનજી વિષે એવી માન્યતા પ્રવર્તે

છે, કે તેઓ ઉર્દૂના કટ્ટર વિરોધી છે, અને તેઓ ઉર્દૂની નાબૂદી ઇચ્છે છે. પણ સાચી વસ્તુસ્થિતિ તો એથી જૂદી જ છે. ગાંધીજી જોડે, આ વિષે પત્રવ્યવહાર વખતે ટંડનજીએ બહુ સ્પષ્ટ રીતે જણાવેલું કે:

'આપ હિન્દીની જોડે ઉર્દૂ પણ ચલાવો છો, તેનો સંમેલન જરાય પણ વિરોધ કરતું નથી. ઊલટું રાષ્ટ્રીય કામોમાં અંગ્રેજીને હટાવવા માટે એ એની સહાયતા વાંછે છે અને એનું સ્વાગત કરે છે: ફક્ત એટલો જ ફેર છે, કે તમે હિન્દી ઉર્દૂ બન્ને ચલાવવા ઇચ્છો છો, જ્યારે સંમેલન શરૂઆતથી જ હિન્દી ચલાવવાની તરફેણમાં છે. હિન્દી સાહિત્ય સંમેલનના સભ્યોને હિન્દુસ્તાની પ્રચાર-સભાના સભ્યો થવામાં કોઈ પ્રતિબંધ નથી. હિન્દી સાહિત્ય સંમેલને જ નીમેલી હિન્દુસ્તાની એકેડેમી હિન્દી અને ઉર્દૂ બન્ને શૈલી તથા લિપિનો પ્રચાર કરે છે, આ અમારું વલણ ઉર્દૂ પ્રત્યે કેવું છે તેની સાબિતી છે..... હિન્દી અને ઉર્દૂનો સમન્વય થાય એ સિદ્ધાંતની જોડે હું પૂરે-પૂરો સંમત છું. પણ એ સમન્વય ત્યારે થાય કે જ્યારે હિન્દી અને ઉર્દૂ બન્નેના લેખકો અને એમની સંસ્થાઓ આ પ્રશ્ન પ્રત્યે શ્રદ્ધાની દૃષ્ટિએ જુએ. હું અને હિન્દીના પ્રચારકો આ પ્રકારના સમન્વયનું ખરા દિલથી સ્વાગત કરીશું. આ કામ કરવા માટે હિન્દી સાહિત્ય સંમેલન, નાગરી પ્રચારિણી સભા, કાશી વિદ્યાપીઠ, અંજુમને તરક્કી-યે-ઉર્દૂ, જામિયા મિલિયા, અને એ પ્રકારની બધી સંસ્થાઓના પ્રતિનિધિઓ ભેગા મળે ને ચર્ચા ચલાવે ને અમુક સર્વમાન્ય સિદ્ધાંતો નક્કી થાય......

ઉર્દુના વિરોધનો તો મારી નજર સામે સવાલ જ ઊભો થતો નથી, મારે તો ભાષાના ઘડતરમાં ઉર્દુવાળાઓનો પૂરેપૂરો સાથ જોઈએ છે.'

આ અવતરણ ટંડનજીના વિચારો બહુ સ્પષ્ટ રીતે નિરૂપિત કરે છે, અને ટંડનજી વિષે જે ભ્રમ પ્રવર્તે છે, તેને નિર્મૂળ કરે છે.

આપણા સાહિત્ય વિષે ટંડનજીએ જયપુરમાં મહારાજા કૉલેજમાં ભાષણ આપતાં પોતાના વિચારો અને એમનાં સાહિત્યિક મંતવ્યો બહુ વિશદતાથી રજૂ કર્યાં હતાં. એમને આપણા સાહિત્ય માટે અત્યંત માન અને ગૌરવ છે, અને તેઓ માને છે, કે જગતનાં બધાં સાહિત્ય કરતા આપણું સાહિત્ય ઉત્તમ છે. એમણે કહ્યું હતું:

"અંગ્રેજીમાં મિલ્ટનનું સાહિત્ય ઉત્કૃષ્ટ કોટિનું ગણાય છે. એ સાહિત્ય મને પણ ખૂબ ગમે છે. પરન્તુ જ્યારે મહર્ષિ વ્યાસના મહાભારતનું કે આદિકવિ વાલ્મીકિના રામાયણનું હું અધ્યયન કરવા માંડું છું, ત્યારે મને મિલ્ટન આદિનું સાહિત્ય એ લોકોનાં દાર્શનિક તત્ત્વ આગળ તોતડી બોલી જેવું લાગે છે......સાહિત્યનો વાસ્તવિક આદર્શ એની મૌલિકતા છે, જે આપણને યુગે યુગે જણાય છે. ભલે આપણે ત્યાં એવા સાહિત્યકારો ઘણા જૂજ હોય તો પણ બીજા દેશો કરતાં અમારે ત્યાં એની સંખ્યા અધિક છે.

એટલું મહત્ત્વ આપીએ છીએ કે: 'જે પ્રજા પણ જાણતા નથી તે કવિ પોતે જાણે છે.'

વિધાનપરિષદમાં હિન્દીને રાષ્ટ્રભાષા બનાવવાના ઠરાવનું સમર્થન કરતાં એમણે કહેલું:

"જ્યારે આ દેશ ઉપર અંગ્રેજ રાજ્ય કરતા હતા, ત્યારથી જ ભાષાનો પ્રશ્ન તો નક્કી જ થઈ ગયેલો. હવે જ્યારે અંગ્રેજ અહીંથી ચાલી ગયા છે, પછી અંગ્રેજીને આ દેશનું રાષ્ટ્રભાષાનું સ્થાન કઈ રીતે અપાય? ઘણા વખત પૂર્વે ઈ. સ. ૧૯૦૭માં જ એ અનુભવ થયો હતો કે હિન્દી જ દેશની રાષ્ટ્રભાષા થઈ શકે અને જ્યારે કોંગ્રેસે પોતાના વિચારો પ્રગટ કરવા માટે એનો ઉપયોગ કર્યો, ત્યારે આખા દેશમાં જાગૃતિ આવી. ને પરિણામે આપણે આઝાદી પ્રાપ્ત કરી શકયા. આપણા દેશની ભાષા વાપરતાં આપણને ગર્વ થવો જોઈએ. મહાત્મા ગાંધીએ પણ હિન્દીનો જ રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરેલો. દેશની સ્વસ્થ એવી રાષ્ટ્રીયતાનો વિકાસ થાય એ માટે એક રાષ્ટ્રીય ભાષા હોય તે આવશ્યક છે. ભારતની ત્રીશ કરોડ જનતામાંથી બાવીસ કરોડ લોક હિન્દી બોલી શકે છે. એથી હિન્દુસ્તાનીને રાષ્ટ્રભાષા બનાવવાનો કોઈ સવાલ ઊઠતો જ નથી. જો વિધાન સભા હિન્દીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર નહિ કરે, તો એ પ્રશ્ન પર હું જનમત લેવા તૈયાર છું. જો ભિન્ન ભિન્ન પ્રાંતો હિન્દી સ્વીકારવાની ના પાડે તો હું કદાપિ હિન્દી ભાષા દેશ પર લાદવાનો પ્રયત્ન કરું.

"હું એટલા માટે હિન્દીનું કામ કરું છું, કે મારે હિન્દીદ્વારા રાષ્ટ્રીય ઉત્થાનમાં મદદ કરવી છે. જો મને એમ લાગતું હોત કે હિન્દીથી સાંપ્રદાયિકતા ફેલાય છે, તો હું જ હિન્દી સાહિત્ય સંમેલનને આગ લગાવી દેત. મને સંતોષ છે કે હિન્દી જ્યાં જ્યાં ગઈ છે ત્યાં ત્યાં રાષ્ટ્રીયતા લેતી ગઈ છે. આજનું હિન્દી સાહિત્ય રાષ્ટ્રીયતાના ધ્વનિથી ભરેલું છે, અને પ્રત્યેક હિન્દી લેખક રાષ્ટ્રીયતાનો જ પ્રચાર કરી રહ્યો છે."

આ પરથી હિન્દીના પ્રચાર માટે અને હિન્દી દ્વારા રાષ્ટ્રીય એક્તા સાધવાનો ટંડનજીએ જે અથાગ પ્રયત્ન કર્યો છે તેની પ્રતીતિ થશે. ટંડનજીને હિન્દી ભાષા, એમના શ્વાસ અને પ્રાણ જેટલી વહાલી છે. ભારતીય સંસ્કૃતિ એ ભાષા દ્વારા જ વ્યક્ત થઈ શકે એમ તેઓ માને છે. ટંડનજી એટલે હિન્દી ભાષાની સજીવતા. એમણે હિન્દી ભાષાનું ગૌરવ વધાર્યું, પ્રતિષ્ઠા વધારી અને સંયુક્ત પ્રાંતનાં સ્થાનેથી એને દિલ્હીના રાજ્યતખ્ત પર બેસાડી.

હિન્દી સાહિત્યની શ્રી. ટંડનબાબુએ જે સેવા કરી છે, તેને માટે જાણીતા હિન્દી સાહિત્યકાર શ્રી. મખ્ખનલાલ ચતુર્વેદીએ કહ્યું છે:

"હિન્દીની સેવા, તેની રક્ષા, તે માટે લેવાયલી પ્રતિજ્ઞા, તે માટે થયેલા પ્રયત્ન, પુરુષાર્થ અને પ્રાણાર્પણ, એ બધાનું સંયુક્ત નામ એટલે શ્રી. પુરુષોત્તમદાસ ટંડન."

આ ઉક્તિ જ એમની હિન્દી સાહિત્યસેવા માટે શું ઉત્તમ પ્રમાણપત્ર નથી?

## ૮. ટંડનજીની વિચારધારા

ટંડનજી આપણામાં દેશમાં મૌલિક વિચારક તરીકે અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. એમને નાનપણથી જ સ્વતંત્ર રીતે વિચાર કરવાના સંસ્કાર પડેલા, અને સંજોગવશાત્ એ સંસ્કાર કેળવાતા ગયા. એથી પોતાની સમક્ષ જે જે પ્રશ્ન આવી પડે, તેનો તેઓ પોતાની રીતે કશાય પક્ષપાત કે પૂર્વગ્રહથી દોરવાયા વિના વિચાર કરે છે. અને એકવાર વિચાર કર્યા પછી એ વિચાર મુજબનું જ એમનું આચરણ હોય છે.

શ્રી. ટંડનજીની વિચારધારા ઉપર જે અનેકવિધ અસરો આપણને દૃષ્ટિએ પડે છે. તેમાંથી એક મુખ્ય તો કબીરની છે. કબીરનાં મુક્તકોએ એમની ઉપર એવી અસર કરી છે, કે એમનાં વ્યાખ્યાનોમાં, એમના લેખોમાં વારંવાર કબીરનાં સુભાષિતોનાં અવતરણ હોવાનાં જ. કબીર હિન્દુ-મુસ્લિમ એકતાના ઉપાસક હતા. એટલે કબીરભક્ત ટંડનજી પણ હિન્દુ-મુસ્લિમ એકતાના અનન્ય ઉપાસક છે. જો કે તેઓ હિન્દુ મહાસભાવાદી છે, અથવા પ્રત્યાઘાતી છે, એવા એમની પર જાતજાતના આક્ષેપો થયા છે. અને એમનાં વચનો કરતાં

ખાઈ પી શકે, ઊઠી બેસી શકે, ને પોતપોતાના ધર્મ પ્રમાણે પોતાનું દૈનિક કાર્ય પણ નિર્વિઘ્ને કરી શકે. ચીનમાં એવું નથી કે એ લોકોનાં નામ વિદેશી સંસ્કૃતિ અનુસાર હોય. બધા જ ચીની ભાષા બોલે છે. ખાનપાન, રહેવાની રીતભાત, બધું ચીનની સંસ્કૃતિને અનુરૂપ છે. ત્યાંના મુસલમાનો ઈચ્છતા નથી કે એમને દેશનો એક અલગ ભાગ કાઢી આપવામાં આવે. તો પછી એવું શું છે કે ભારતમાં જ પાકીસ્તાન રચવાની જરૂર પડી? આપણા દેશમાં આ સંસ્કૃતિની દ્વિત્વની ભાવના છે, તેનો આપણે બધાએ સામનો કરવો જોઈએ."

આ પરથી પ્રતીત થશે કે ટંડનજી મુસ્લિમોના વિરોધી નથી. પરંતુ, જે મુસલમાનો હિન્દુ અને મુસ્લિમ સંસ્કૃતિ અલગ છે એવી જે વાતો કરે છે તેના વિરોધી છે. એમને મન રાષ્ટ્રીય સંસ્કૃતિ એ રાષ્ટ્રના જીવન અને અસ્તિત્વ માટે મહત્ત્વની બાબત છે. પણ સંસ્કૃતિ એ કોઈ ધર્મ નથી. ટંડનજી કહે છે કે તેઓ પોતે ધાર્મિક વૃત્તિના છે પણ પ્રચલિત અર્થમાં નહિ. ધર્મ એ એમને મન એક આધ્યાત્મિક જરૂરિયાત છે અને તે રાજકારણથી પર છે.

ટંડનજી માને છે કે રાષ્ટ્રની ઉન્નતિ માટે જેટલી રાષ્ટ્રીય સંસ્કૃતિની જરૂર છે, તેટલી જ નીતિમત્તાની જરૂર છે. અત્યારની આપણી રાષ્ટ્રીય અવદશાનું કારણ આપણી નૈતિક નબળાઈ છે. તેઓ કહે છે કે નૈતિક મૂલ્યો વિશે આપણે આપણા આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ભાર મૂકતા જઈએ છીએ, પણ આપણા આંતરિક રાજકારણમાં એની

વધારેમાં વધારે જરૂર ઊભી થઈ છે. અત્યારે આપણી જે હીનદશા છે, તેને માટે જવાબદાર સરકારની લાંચ રૂશ્વતની બદી, સરકારની તુમારશાહી, ચોક્કસ નીતિનો અભાવ વગેરે છે. તેઓ માને છે, કે આપણે જો દેશની ઉન્નતિ કરવી હોય તો સત્તાના અને ચૂંટણીના મોહથી પર રહેવું જોઈએ. તેઓ કહે છે કે સત્તા અને સેવા બન્નેમાંથી પસંદ કરવા લાયક સેવા જ છે. જનતાની સેવા અને ચાહના એને જ તેઓ માનવજીવનનું સાચું નિર્વાણ માને છે. ટંડનજી માને છે, કે ભૂખે મરતા માણસની આગળ નીતિની વાતો કરવી એ એની હાંસી કરવા જેવું છે. અને તેઓ માને છે, કે જીવનની પ્રાથમિક જરૂરિયાત સંતોષાય એ જાતની આપણી સરકારની કાર્યરીતિ હોવી જોઈએ, પરંતુ કેવળ રોટી મેળવવામાં જ જીવનની ઈતિકર્તવ્યતા થઈ જતી નથી.

ટંડનબાબુ જણાવે છે :

"જીવનનિર્વાહનાં ધોરણો વધુ ઊંચાં લઈ આવવા માટે આર્થિક કલ્યાણ એકલું જ સાધન નથી, એ આપણે લક્ષમાં રાખવું જોઈએ. એ માટે આદર્શની ઝંખના, અને એની પ્રાપ્તિ માટેની તપસ્યાની પણ એટલી જ જરૂર છે. ઇન્દ્રિયોનું સુખ વધારવામાં જ નહિ, પણ એના નિગ્રહમાં જ જીવનની સફળતા રહેલી છે. રાષ્ટ્રની ધન-સંપત્તિ વધારવા જરૂરત વધારવી અને પછી જરૂરત સંતોષવા તત્પર થવું એ અર્થકારણનો વિપર્યાસ છે. દેહનાં સુખોની તૃપ્તિ એ જ ધર્મ અર્થકારણ બજાવવા

માંડે તો એના ધર્મમાંથી એ વિચલિત થાય છે, એમ જ કહેવું જોઈએ. જીવનમાં સંપત્તિનો કશોય ઉપયોગ રહે તો તે એટલો જ, કે સામાજિક જીવનને વધુ સમૃદ્ધ બનાવવામાં એ કામ લાગી શકે. જીવનના આદર્શોની સિદ્ધિ માટેની ઝંખના જગાવવાની શક્તિમાં જ કલાનું સાચું મૂલ્ય રહેલું છે."

ટંડનબાબુ અહીં જ અટકતા નથી. તેઓ તો એથી પણ આગળ વધીને જણાવે છે:

'સમાજની નૈતિક શક્તિ જળવાઈ રહે એવી વ્યવસ્થા કરવી એ સરકારનું પ્રથમ કર્તવ્ય બની રહેવું જોઇએ.... સંપત્તિમાં સેવાની ભાવના ભળવી જોઇએ, અને પોતાના સુખમાં બીજાને સુખી બનાવવાની વૃત્તિ માનવમાં હોવી જોઈએ. આ હોય તો પછી બેકારી અને ભીખનાં અનિષ્ટો દૂર કરી શકાય. આની સાથે સાથે ગુજરાનને ખાતર દેહ વેચવાની દીનતામાંથી પણ આપણી બહેનો ઉગરી શકે.'

ટંડનજી લોકશાહીમાં માનનારા છે, અને તેથી તેઓ લોકો ઉપર જ એમને શું જોઈએ છે, ને શું નથી જોઈતું તે નક્કી કરવાનું છોડી દે છે. તેઓ માને છે કે કોઈપણ કાર્યનું મૂલ્ય, એ જનતાને મુશ્કેલીમાં મૂકે છે કે જનતાને સગવડ કરી આપે છે એની ઉપર રહેલું છે. અંકુશોના તેઓ વિરોધી છે, તેનું મુખ્ય કારણ એમની લોકશાહી દૃષ્ટિ છે. અંકુશોથી આમ-જનતાને હાડમારી પડે છે, એની મુશ્કેલીઓ ઘટવાને બદલે વધે છે, એટલા માટે તેઓ અંકુશો કાઢી નાંખવાની તરફેણમાં છે. અંકુશોની જરૂરિયાત શા માટે ઊભી થઈ તે વિશે તેઓ

કહે છે, 'પ્રજાના ચોક્કસ વર્ગોની અપ્રમાણિકતા અને ગેરશિસ્તને કારણે એ અનિવાર્ય બન્યા.' પણ જીવનમાં અતિ આવશ્યક એવી ચીજ-વસ્તુઓની યથાયોગ્ય વહેંચણી એજ માત્ર અંકુશોનું એકમાત્ર કારણ ન બનવું જોઈએ. નાશિક કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં જ્યારે અંકુશોના પ્રશ્નની ચર્ચા થઈ ત્યારે, અંકુશો વિષેના મતદાને ભારે ચર્ચા જગાવી હતી. અને ગણતરી, ફેર ગણતરી, એ બધા વિધિને અંતે અંકુશની તરફદારી કરનારાઓને ફક્ત અઢાર મતની જ બહુમતિ સાંપડી હતી. એ તકનો લાભ લઈ સરકારને એ મતદાનની નોંધ લેવા જણાવ્યું અને જનમત કઈ તરફ છે તેનું એ સૂચક દૃષ્ટાન્ત છે એમ પણ જણાવ્યું.

કોંગ્રેસના ભાવિ વિષે ટંડનજી નિશ્ચયપૂર્વક જણાવે છે :

'કોંગ્રેસ હજી તદ્દન નિષ્પ્રાણ બની ગઈ નથી. અલબત્ત કોંગ્રેસમાં જે સડો છે, જે સત્તાનો મોહ અને ચૂંટણીઓ જીતવાના ધમપછાડા છે તે જો છોડે તો જ કોંગ્રેસનો ઉદ્ધાર થાય. કોંગ્રેસવાદીઓ પોતાનાં નીતિ અને ચારિત્ર્ય ઊંચાં લાવે તો જ કોંગ્રેસનો પુનરુદ્ધાર થાય. કોંગ્રેસની સમક્ષ આજે અત્યંત ગંભીર પ્રશ્નો ઉપસ્થિત થયા છે. કોંગ્રેસ કટોકટીમાંથી પસાર થઈ રહી છે તે વખતે કોંગ્રેસવાદીઓએ પોતાના વ્યક્તિગત રાગ-દ્વેષ શમાવીને સંગઠિત થવું જોઈએ......કોંગ્રેસનું બળ ચૂંટણીઓના પરિણામોમાં નથી, પરંતુ કોંગ્રેસવાદીઓની

નીતિમત્તાના ઊંચા ધોરણ પર રહેલું છે. કૉંગ્રેસવાદીઓ જે સત્તાની લોલુપતા ન રાખે અને પ્રજાનો ચાહ સંપાદિત કરે તો જ કૉંગ્રેસનું ભાવિ ઉજ્જવળ બને. કૉંગ્રેસવાદીઓએ ચૂંટણીમાં પરિણામની જરાય દરકાર ન કરવી જોઈએ. જો કૉંગ્રેસ સેવાથી જનતા ઉપર આપોઆપ કબજો મેળવે તો ચૂંટણીઓમાં વિજય આપોઆપ મળી રહે. જો ગેરરીતિઓ જ અજમાવવી પડે એમ હોય તો આપણને કોઈ ચૂંટણીઓ જોઈતી નથી. કૉંગ્રેસમાં હજી પણ મહાન સંસ્થા તરીકે જીવવા માટે આવશ્યક એવી શક્તિ છે. ......... કૉંગ્રેસે પોતાના કાર્યદ્વારા દેશભરમાં જે મહાન ઈજ્જત મેળવી છે તે કાર્યને ભૂલી જઈને જો આપણે માત્ર સાઠ વર્ષ દરમ્યાન કમાયેલી મૂડી પર જ જીવ્યા કરીશું, તો એ મૂડી તો સહેજમાં ખૂટી જશે. કમાણી કરતાં ઘણો સમય લાગે છે, પણ કમાણી ગુમાવતાં જરાય સમય નથી લાગતો. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી, કૉંગ્રેસે પોતાની જૂની મૂડીનો વ્યય જ કર્યા કર્યો છે. અને તેથી અત્યારે કૉંગ્રેસની નબળાઈઓ આપણા જોવામાં આવે છે......સત્તા પછી અનેક તકસાધુઓ કૉંગ્રેસમાં પ્રવેશ્યા છે. સરકારી નોકરોમાં પ્રવેશેલો છે એવો જ સડો કૉંગ્રેસમાં પણ પ્રવેશેલો છે. કૉંગ્રેસવાદીઓએ જ નિર્ણય કરવાનો છે કે કૉંગ્રેસની આ આંતરિક ખરાબી દૂર કરવાનું શક્ય છે કે નહિ? કૉંગ્રેસ સંસ્થાના ઘણાખરા સભ્યોનો સમય આગામી ચૂંટણીને લગતી ખટપટ કરવામાં જ વ્યતીત થાય છે. આવી પરિસ્થિતિ દેશહિતાર્થે ચલાવી લેવાય

નહિ. આજની મનોદશા જો કોંગ્રેસીઓ વચ્ચે ચાલુ રહેશે તો કોંગ્રેસની ભૂતકાળની સેવાઓ પર પાણી ફરી વળશે અને કોંગ્રેસનો વિનાશ થશે. એટલે કોંગ્રેસની જવાબદારી તો સ્વાતંત્ર્ય મળ્યા પછી અનેકગણી વધી છે......અત્યારે કોંગ્રેસ એ એક જ એવી સંસ્થા છે, કે જે રાજ્યનો ભાર ઉપાડી શકે, જેનામાં કંઈક લોકોને શ્રદ્ધા છે. કોંગ્રેસ ભલે અત્યારે સત્તા પર હોય પણ એની ઈજ્જત રાજ્ય ચલાવવાને લીધે નથી, પરન્તુ સેવાને લીધે છે. ઊલટું, રાજ્યની ધુરા લીધા પછી તો કોંગ્રેસની ઈજ્જત ઘટી છે. એનો જનતા જોડેનો સંપર્ક ઓછો થઈ ગયો છે. આથી કોંગ્રેસવાદીઓની એ પવિત્ર ફરજ થઈ પડે છે, કે એણે જનતાનો અવાજ સત્તાના ધુરીણો પાસે પહોંચાડવો, જનતાને કેળવવી. કોંગ્રેસવાદીઓનું કામ માત્ર સરકારી કામોનો બચાવ કરવાનું જ નથી, પરંતુ સરકાર અને જનતા વચ્ચે અનુસંધાન રૂપે–બન્ને વચ્ચે સાંકળરૂપે થવામાં રહેલું છે. જનતનો સંપર્ક આજે કોંગ્રેસવાદીને રહ્યો નથી, તેથી આજે, લોકોને એમાંથી શ્રદ્ધા ઊડતી જાય છે. કોંગ્રેસવાદીઓએ સમજવું જોઈએ, કે, કોંગ્રેસ આજે સત્તારૂઢ છે, કારણકે જનતા કોંગ્રેસ સત્તા પર હોય તેમ ઈચ્છે છે. લોકોની ઈચ્છાવિરુદ્ધ એક ઘડી-ભર પણ એ સત્તાના આસન પર ટકી શકે નહિ. જનતા જ એનું બળ છે. એ જનતાની અવગણના કે ઉપેક્ષા એટલે પોતાના પગપર કુહાડો મારવા જેવું છે. આથી ગણદેવતાની પૂજા એજ કોંગ્રેસવાદીઓનું ધ્યેય હોવું જોઈએ, એજ કોંગ્રેસના ઉજ્જવળ ભવિષ્યનો માર્ગ છે.'

આપણા અત્યારના શિક્ષણ વિષે ટંડનજી વિચારપૂર્વક જણાવે છે કેઃ

"અત્યારની આપણી કેળવણી એ તો માત્ર કારકુનો બનાવવા માટે અંગ્રેજોએ શરૂ કરેલી કેળવણી છે. એ કેળવણી આપણને ગુલામ બનાવે છે. એ આપણા માનસને અંગ્રેજો તરફ કેન્દ્રિત રાખે છે. એ કેળવણી આપણા દેશમાં જ આપણને પરદેશી બનાવી દે છે. અંગ્રેજી કેળવણી લીધેલા, આપણા દેશના રીતરિવાજથી, આપણા દેશની રહેણીકરણીથી, આપણા શાસ્ત્રપુરાણોથી, આપણા ગામડાંઓથી, તદ્દન અણુજાણ હોય છે. એને કાલિદાસના કરતાં શેક્સપિયર કે શૉ વિષે વિશેષ માહિતી હોય છે. એને શંકરાચાર્યની ફિલસૂફી કરતાં, કેન્ટની ફિલસૂફી વિષે વધારે ખબર હોય છે. એણે નાનક કે કબીરનાં નામો ય નથી જાણ્યાં હોવા છતાં, એને મિલ્ટન શી રીતે આંધળો થયેલો કે ક્રોમ્વેલના રાજ્યની શી શી વિશેષતાઓ હતી તેની નાનામાં નાની વિગતની પણ ખબર હોય છે!"

ટંડનબાબુ નિશ્ચયપૂર્વક માને છે કે આ કેળવણી એ ઝેર છે. અને તેથી જ્યારે ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર કર્યો, ત્યારે ટંડનજીએ પોતાનાં બધાં છોકરાંઓને સરકારી શાળામાંથી ઉઠાડી રાષ્ટ્રીય શાળામાં મૂકેલાં. ટંડનજી માને છે કેઃ

"કેળવણી દ્વારા જ રાષ્ટ્રીય ઉત્થાન કે રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત થઈ શકે. આપણી રાષ્ટ્રીય કેળવણી હિન્દી કે જે આપણી રાષ્ટ્રભાષા છે તેની મારફત જ

હોઈ શકે. આપણી કેળવણી એવી ન હોવી જોઈએ કે જે આપણને કેવળ ભૂતજીવી બનાવે. અલબત્ત, ભૂતકાળમાંથી આપણે પ્રેરણા મેળવી શકીએ, એટલું ભૂતકાળનું જ્ઞાન અને ગૌરવ આપણને હમેશાં કેળવણી દ્વારા મળવું જોઈએ. ભૂતકાલીન સંસ્કૃતિની રક્ષા કરીને આપણે બેસી રહેવાનું નથી, પરંતુ આગળ પણ વધવાનું છે. એને માટે બુદ્ધિ ખીલે, એ આપણી શિક્ષણ સંસ્થાઓએ જોવાનું છે. કેવળ અધ્યયન નહિ પણ બુદ્ધિબળ પણ ખીલે એ જાતનું શિક્ષણ એ જ સાચું શિક્ષણ છે. અધ્યયન એકલું પૂરતું નથી. અધ્યયન તો તે જ સાચું કે જે આપણને આચાર તરફ વાળે. જે અધ્યયન કે શિક્ષણ આપણી પાસે સાચું આચરણ ન કરાવી શકે તે અધ્યયન નકામું છે, વ્યર્થ છે. ફક્ત પુસ્તકિયા જ્ઞાનથી કશું વળતું નથી. એટલા માટે એ જરૂરી છે કે આપણે જે કંઈ ભણ્યા હોઈએ તે બુદ્ધિના કાંટા પર તોળવું જોઈએ. સ્વતંત્રતા મળ્યા પછી આપણી સંસ્કૃતિને અપનાવવી એ આપણું કર્તવ્ય બની જાય છે, કારણ કે આપણી સંસ્કૃતિમાં કેટલીક વિશેષતાઓ છે. જ્યારે પાશ્ચાત્ય લોકો દ્રવ્યમય જગતની ઉપાસના કરે છે, ત્યારે આપણે એને અસંત ગૌણ સ્થાન આપીએ છીએ. આપણે ત્યાં જ્ઞાનની ઉપાસના મુખ્ય છે. આપણે ઇન્દ્રિયોનો સંયમ અને જરૂરિયાતો ઓછી કરવાના પક્ષપાતી છીએ: અર્થાત્ આપણી સંસ્કૃતિની અહિંસા, સત્ય વગેરે તત્ત્વો જગતને માટે અનુકરણીય છે એમ સાબીત થયું છે. અધ્યયનનું કાર્ય જીવનના ધ્યેય અને ધોરણને

ઊંચું બનાવવાનું છે, આપણને સ્થૂલ જીવનનો મોહ છોડાવવાનું છે. એ ન કરી શકાય તો એ શિક્ષણ વ્યર્થ છે. આ કારણથી આપણા શિક્ષણમાં આમૂલ ફેરફાર થવો જોઈએ. સ્વતંત્ર ભારતનું શિક્ષણ આપણી સંસ્કૃતિને અનુરૂપ હોવું જોઈએ."

ટંડનજી એક બાજુ જેમ હિન્દીના પક્ષપાતી છે, તેમ બીજી બાજુ, ગ્રામોદ્ધાર, ગોસેવા વગેરે કાર્યક્રમોના પક્ષપાતી પણ છે. તેઓને પાશ્ચાત્ય ઢબે આપણું જે આર્થિક સયોજન થાય છે તેથી આપણો દેશ ઊંચો નથી આવવાનો એમ લાગે છે. આનું કારણ સમજાવતાં તેઓ જણાવે છે:

'આપણી આર્થિક યોજનાઓ કરતી વખતે આપણો દેશ ગામડાંનો બનેલો છે, એ વાત તો કોઈ લક્ષમાં લેતું જ નથી. અત્યારની આપણી સરકાર એક બાજુ ખાદી અને ગ્રામોદ્યોગોને પોષવાના ને વિકસાવવાના સિદ્ધાંતમાં માને છે, તો, બીજી બાજુ, એ લોકો, એ દિશામાં કશાં સક્રિય પગલાં લેતા નથી. આપણું કોંગ્રેસનું તંત્ર એ બાબતમાં નિષ્ક્રિય અને શિથિલ શા માટે છે? ખાદી અને ગ્રામોદ્યોગની આર્થિક વિચારસરણી જો બરાબર ન હોય તો તેને છોડી દેવાની વાત સમજી શકાય છે. પણ એને માનવા છતાં કોંગ્રેસી શાસનતંત્રમાં ગ્રામોદ્યોગ અને ખાદીના વ્યવહાર પ્રત્યે જે ઉદાસીનતા છે તે શોચનીય છે. કેન્દ્રસ્થ અને રાજ્યોની સરકાર જો ખાદીના જ એક મહત્ત્વના મુદ્દાને ઉપાડી લે અને ખાદીનું વાતાવરણ સર્જી દે, તો ખાદીની ખપત, અને તેનું ઉત્પાદન ઝડપથી કેટલાય ઘણું વધી જશે, અને તેનાથી અન્ય ગ્રામોદ્યોગોને

પણ ભારે ટેકો મળશે. જે રાજ્યતંત્રને ઊભું કરવામાં કોંગ્રેસનો હાથ છે, એ તંત્રોની નીતિ ખાદી અને ગ્રામોદ્યોગોની વસ્તુઓને ખપાવવાની રહેશે: એ વાત પર કોંગ્રેસ ભાર મૂકે એજ ઉચિત છે. રાજ્યતંત્ર અને અમલદાર વર્ગ જો લગની લગાડીને તથા શ્રદ્ધાથી આ કાર્ય ઉપાડી લે, તો આપણી એના જેવી કેટલીક આર્થિક સમસ્યાઓ છે કે જે આજે આપણે માટે જટિલ અને કષ્ટકર બની ગઈ છે તેનું નિરાકરણ થઈ જાય.......ગાય તો ભારતીય સંસ્કૃતિનું એક મહત્ત્વનું અંગ છે, તેથી કોઈ પણ મજહબનો માનવી હોય, કે કોઈ પણ સંપ્રદાયનો હોય, પણ એણે સંસ્કૃતિના આ અંગને માનની દૃષ્ટિથી જોવું જોઈએ. ગૌવધ અટકાવવાની દરેક હિન્દીની ફરજ છે. એથી આપણા ઉદ્યોગો પર પ્રત્યાઘાતો જરૂર પડવાના જ. ગૌવધ વધારે સારો કે ચામડાંને પરદેશ ચઢાવવાનો ઉદ્યોગ વધારે સારો તે આપણે નક્કી કરી લેવાનું છે. આપણે કેવળ જડ બનીને આર્થિક દૃષ્ટિએ જ વિચારવાનું નથી. એટલે ગાયના ચામડાંની નિકાસથી આપણું ડોલરનું હૂંડિયામણ ઘટી જાય, તો એ પરિસ્થિતિનો આપણે સામનો કરવો જ જોઈએ. આખરે, ડોલરનો ઉપયોગ તો દેશનની વસ્તુઓ સર્જવા માટે જ થાય છે ને? ગૌવધથી જો ચામડાંની ઘટ પડતી હોય તો ચામડાંના જોડા ન પહેરતાં, કેન્વાસના જોડા પહેરો, રબરના પહેરો, પણ પરોક્ષ રીતે, ગૌવધને ઉત્તેજન ન જ આપો. ગાયના પોષણને ઉત્તેજન મળે એટલા માટે 'વનસ્પતિ ઘી' અટકાવવું જોઈએ. સારું ઘી ન મળે તો બહેતર

છે કે તેલનો ઉપયોગ કરવો પણ ખરાબ ઘી તો ન જ વાપરવું. ઘણા હિન્દુઓ પણ ચામડાંના ઉદ્યોગો માટે ગૌવધને પોષે છે એ બહુ શરમજનક હકીકત છે. એટલે આપણે પૈસાને ખાતર, આપણા ધર્મને ત્યાગવો ન જોઈએ.'

સરકારી અંકુશો અને નિયમનો વિષે ટંડનજી માને છે, કે 'સરકારને જ્યાં સમાજનું નિયમન કરવું પડે છે. ત્યાં તેમણે એ ધ્યાન રાખવું જોઈએ, કે તેઓ પ્રજાના વ્યવહારોમાં ઓછામાં ઓછો હસ્તક્ષેપ કરે. અને પોતાનાં કારણોથી સમાજમાં નૈતિકતા ઘટતી હોય તો એવાં કારણો દૂર કરવા તરફ ધ્યાન આપે. ભલે સામાજિક ત્રુટીઓને લીધે હો પણ નિયંત્રણોથી જો આપણી નજર સામે અનિયમિતતા ફેલાતી હોય, ત્યારે માત્ર વસ્તુ પહોંચાડવાના કારણને લીધે જ નિયંત્રણ રહી શકે નહિ. વસ્તુઓની પણ આપણે છટણી કરી શકીએ છીએ. ઘણીયે એવી ચીજો છે કે જે ન મળવાથી કંઈક અગવડતા ઊભી થાય, તેમ છતાં જીવન સુખપૂર્વક અને સ્વસ્થ રીતે વ્યતીત થઈ શકે છે. આવી વસ્તુઓને સંબંધ છે ત્યાં સુધી તો નિયંત્રણ ન મૂકવું ઇષ્ટ થઈ પડશે. એની સાથે જ જનતાને કહેવાનું રહે છે કે કોઈ કારણે કોઈ વસ્તુ થોડી મળતી હોય તો તેણે સમસ્ત સમાજના હિતને ધ્યાનમાં રાખીને એટલી અગવડ હસતે મોઢે જ નભાવી લેવી ઉચિત છે. તદ્દન આવશ્યક હોય ત્યારે જ સરકારો નિયંત્રણ મૂકે, બાકી તો સાધારણ રીતસરમથી સામાન્ય આર્થિક નિયમો અનુસાર સમાજને વર્તવા દે."

ટંડનજી હિન્દ રાષ્ટ્રસમૂહમાં રહે એ પસંદ કરે છે. હિંદ રાષ્ટ્રસમૂહમાં રહે એ પં. જવાહરલાલના ઠરાવનું સમર્થન એમણે અખિલ ભારત મહાસભાસમિતિમાં કરેલું. તેઓ માને છે કેઃ

'રાષ્ટ્રસમૂહમાં રહેવાથી અંતે તો આપણને લાભ જ મળવાનો છે. આપણી પરિસ્થિતિ જ એવી છે, કે આપણને સંગઠનબળની જરૂર પડે. રાષ્ટ્રસમૂહથી માત્ર હિંદનું જ બળ વધે છે એટલું જ નહિ, પણ, હિંદના જોડાવાથી રાષ્ટ્રસમૂહ પણ બળવાન બન્યો છે. અત્યારે આપણા સંબંધો એટલા વિસ્તરેલા છે કે જગતનો કોઇ પણ દેશ બીજા દેશોથી અલગ રહીને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી શકે નહિ. એથી હિંદની પરદેશનીતિમાં આપણી સરકારે જે તટસ્થતાની નીતિ જાહેર કરી છે તે સંતોષકારક નથી. હવે એવો વખત આવી લાગ્યો છે કે જ્યારે આપણે એક યા બીજા પક્ષ જોડે ભળ્યા વગર છૂટકો જ નથી......હિંદ એ એશિયા-ખંડમાં અત્યંત મહત્વનું સ્થાન ધરાવે છે. પશ્ચિમના ડચ, ફ્રેંચ, અંગ્રેજો વગેરે સ્વાર્થસાધુઓની પકડમાંથી એશિયાના મહાખંડને મુક્ત કરાવવાની જવાબદારી હિંદની છે. અને સાથે સાથે એશિયાખંડમાં શાંતિ સ્થાપવાની ખુશકિસ્મતી પણ આપણા દેશને જ સાંપડેલી છે. ઇન્ડોનેશિયા અને બ્રહ્મદેશને આપણા દેશે તેમનાં કટોકટીના સમયમાં મદદ કરવા પ્રયત્ન કર્યો છે અને પરિણામે એ દેશોનો આપણો દેશ મિત્ર બન્યો છે ચીનની જોડે આપણા દેશનો ઘણો જૂનો સાંસ્કૃતિક સંબંધ છે. આ સંબંધની સુખદ સ્મૃતિઓ

હૃદય આપણા મનમાં જાગૃત છે. ચીનની જનતા પ્રત્યે અમારી ઊંડી સહાનુભૂતિ છે. અને આપણે તેના રાજકીય પ્રયોગને સફળતા ઈચ્છીએ છીએ.'

હિન્દુ–મુસ્લિમ સંબંધ વિષે પોતાના વિચારો રજુ કરતાં ટંડનજી જણાવે છે કે :

'જ્યાં સુધી આપણા દેશમાં મુસલમાન ભાઈઓના રહેવાનો સવાલ છે, ત્યાં સુધી તે અમારા બિનસાંપ્રદાયિક બંધારણ અને રાજઅમલને લઈને આ દેશમાં રહેલા દરેક માણસને સમાન અધિકાર મળે છે, અને કોઈ પ્રકારનો જાતિભેદ રાખવામાં આવતો નથી. આ દેશમાં સાંપ્રદાયિકતાનું વર્ચસ્વ ન જામે એવી આપણી સરકારની નીતિ છે, અને સરકારની એ નીતિ અનુસાર દેશનું શાસન થઈ રહ્યું છે. દેશનું વાતાવરણ એવા પ્રકારનું સર્જાવું જોઈએ કે દરેક વ્યક્તિ પોતે સંપૂર્ણ સલામત માને અને જ્યારે અને જ્યાં એનાથી જરાયે વિરુદ્ધ વર્તાવ માલમ પડે તો જનતા પોતે જ એ વિરુદ્ધ વર્તાવ કરનારા વહીવટી અમલદારોની સામે પડે. બહુમતિની એ ફરજ છે કે તેણે લઘુમતિની રક્ષા કરવી જોઈએ. જો પાકીસ્તાન પણ આવીજ નીતિ અનુસરતું હોત તો હિજરતીઓનો પ્રશ્ન ઊભો થાત જ નહિ. પણ આપણી બિનસાંપ્રદાયિકતાની સામે પાકિસ્તાનની સાંપ્રદાયિક નીતિ છે. એથી ત્યાંની મુસ્લિમ જનતાનું દષ્ટિબિન્દુ સંકુચિત બન્યું છે, અને તે અસહિષ્ણુ પણ બની ગઈ છે.'

હિન્દ પાકીસ્તાન સંબંધ પરત્વે ટંડનબાબુ જણાવે છે કે:

'પાકીસ્તાન સાથેના આપણા વર્તનમાં આપણે ઘણું કડક વલણ અખત્યાર કરવું જોઈએ. આપણી ભલમનસાઈને પાકીસ્તાન આપણી નબળાઈ માની બેઠું છે. તેથી આપણી સમક્ષ અનેક જટિલ સમસ્યાઓ એ ઊભી કરે છે. પરન્તુ, આપણે હૈદરાબાદમાં જે કડક વલણ બતાવ્યું તેવું જ વલણ કાશ્મીરના અને બીજા હિન્દ-પાકીસ્તાન ઝઘડાના પ્રશ્નોમાં બતાવીએ, અથવા જો વસ્તી ફેરબદલીની, કે એવી કોઈ યોજનાની વિચારણા કરીએ, કે પાકીસ્તાન જોડેના વેપારી સંબંધો તોડી, કોલસા વગેરે આવશ્યક ચીજો બંધ કરીએ તો જ, હિન્દ પાકીસ્તાન સંબંધ કુદરતી રહેશે અને સમાનતાનો બનશે. નહિ તો, એ પ્રશ્ન હમેશાં આપણને મૂંઝવવાનો જ. પાકીસ્તાન એની પાસે અન્ન જેવાં સાધનોને અને પરરાજ્યોનાં પીઠબળને લીધે જ હિન્દ જોડે આવું વલણ અખત્યાર કરે છે એ શોકની વાત છે. હિન્દ જેમ જેમ વધારે નરમાશ બતાવતું ગયું, તેમ તેમ પાકીસ્તાન વધારે ને વધારે તાણતું ગયું. પરિણામે પાકીસ્તાન આજે આપણને બધા જ પ્રશ્નોમાં દબાવવા માગે છે. એ ઉપરાંત, પાકીસ્તાનને બીજાં પરદેશી રાજ્યોનો સાથ છે. પાકીસ્તાનની સામે જો આપણે આર્થિક દબાણ લાવીએ, કોલસા કે એવી જરૂરિયાતની ચીજોની નિકાસ બંધ કરીએ તો જ પાકીસ્તાન સમજશે, તો જ એની સાન ઠેકાણે આવશે.'

કાશ્મીર પ્રશ્ન અંગે શ્રી. ટંડનબાબુ જણાવે છે, કે :

'હિન્દના હાથ ચોખ્ખા હતા, એટલે જ એ સંયુક્ત

રાષ્ટ્રસંસ્થા પાસે ન્યાય માગવા ગયું. પરન્તુ, સંયુક્ત રાષ્ટ્રસંસ્થા ન્યાય આપવાને બદલે, આપણને અન્યાય કરવા મંડી અને પાકીસ્તાનને એણે આક્રમણકાર તરીકે જાહેર કર્યું નહિ. અને ઊલટું પાકીસ્તાનનો દાવો વ્યાજબી હોય, અને જાણે હિંદુસ્તાન આક્રમણકારી હોય એવી રીતે સંયુક્ત રાષ્ટ્રસંસ્થા વર્તી. આ દુઃખદ સ્થિતિમાંથી ઉગરવા માટે, આપણે કાં તો સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાંથી કાશ્મીરના પ્રશ્નને પાછો ખેંચી લેવો જોઈએ અથવા પાકીસ્તાનને આક્રમણકાર તરીકે જાહેર કરવાની રીતસરની માગણી કરવી જોઈએ.

સ્વાસ્થ્ય વિષે પોતાના વિચારો જણાવતાં શ્રી. ટંડનબાબુ જણાવે છે કે :

'વિદેશી દવાઓએ આપણું સ્વાસ્થ્ય અને સુખાકારી વધારવાને બદલે ઘટાડ્યાં છે. વિદેશી દવાઓએ ઉપચાર પાર વિનાના મોંઘા બનાવી દીધા છે. સાચો ઉપાય તો આપણા સહેલા, સોંઘા અને નિશ્ચિત પરિણામ દર્શાવનાર કુદરતી ઉપાયો છે. એકવાર કુદરતી ઈલાજનો આશરો લેવાથી એની શક્તિશાળીતા કેટલી છે તેનો ખ્યાલ આવે છે, એનામાં અનન્ય શ્રદ્ધા જન્મે છે. કુદરતી ઉપચારોને આપણા સરકારી આરોગ્ય ખાતાંઓએ જોઈએ તેવું પ્રોત્સાહન આપ્યું નથી, એ દુઃખકર ઘટના છે. પરદેશી રાજ્ય આપણે ત્યાંથી ગયું પરન્તુ પરદેશી રાજ્યની માનસિક ગુલામી હજી આપણને છોડી શકતી નથી એ શોચનીય છે. કુદરતી ઉપચારનાં કેન્દ્રો જેમ વધશે, તેમ આપણા દેશના

આરોગ્યમાં ફાયદો થશે. આપણા જેવા ગરીબ દેશને માટે એના જેવો બીજો રામબાણ ઈલાજ નથી.'

એ રીતે, ટંડનજીએ જીવનના અનેક ક્ષેત્રોમાં મૌલિક રીતે વિચાર કર્યો છે, અને તેઓ પોતાના વિચારો આચારમાં મૂકી બતાવે છે, એ એમની વિશેષતા છે, એમના વિચારો એ કંઈ પોથીમાંનાં રીંગણાં નથી, પરન્તુ, પોતાના અનુભવનો પરિપાક છે, એમના ચિંતન-સમુદ્રમાં પાકેલાં મૌક્તિકો છે.

એમને ખબર પડી કે ગોહત્યા ચામડાંને માટે પણ થાય છે. એમણે એક સરસ મુસદ્દો તૈયાર કર્યો અને એમાં એટલી સરસ રીતે વિગતોની રજુઆત કરી કે એમની વાત સરકારને ગળે ઊતરી, ને કસાઈખાનું ખોલવાની રજા મળી નહિ.

પરંતુ આ પ્રસંગે ટંડનબાબુના જીવન ઉપર બહુ જબરી અસર કરી. એમણે તેજ દિવસે પ્રતિમા લીધી કે તેઓ કદી ચામડાના જોડા નહિ પહેરે. ત્યારથી તેઓ કેનવાસના જોડા પહેરે છે. પછી ગાંધીજી આવ્યા. ગાંધીજીએ ગ્રામોદ્યોગનો વિકાસ કર્યો. આપણે ત્યાં અહિંસક ચામડું બનવા લાગ્યું, ત્યારે ટંડનજીએ આશ્રમનાં ચંપલ પહેરવા માંડયાં.

ટંડનજીએ ૧૯૦૭માં જ્યારે, ચામડાના જોડા ન પહેરવાનો નિર્ણય લીધો ત્યારે, તેઓ વકીલાત કરતા હતા. નિર્ણય લીધો પછી બીજે દિવસે તેઓ કંતાનના જોડા પહેરીને કોર્ટમાં ગયા. સર તેજબહાદુર સપ્રુએ એમના આ જોડા જોઈને એમની ખૂબ ઠેકડી ઉડાવી. પણ એવી ઠેકડીઓથી ટંડનબાબુ ડગે એવા નહોતા. એમણે તો સપ્રુને શા કારણથી પોતાને શણના જોડા પહેરવા પડ્યા તે જણાવ્યું, અને ભલે આખું ગામ પોતાની ઠેકડી ઉડાવે છતાં, પોતાનો નિર્ણય ડગે એમ નથી એમ મક્કમપણે જણાવ્યું.

૩

૧૯૧૪માં ટંડનજીએ ઘી ખાવાનું એકદમ છોડયું. એમનું શરીર પણ સારું ચાલતું નહોતું. એમને થયું કે ઘી ખાવાથી પોતાની ચરબી વધે છે, અને એથી કામ કરવાની

૨

૧૯૦૭ ની સાલ હતી. સંયુક્ત પ્રાંતમાં કર્વી નામના ગામના લોકોનું એક પ્રતિનિધિમંડળ પં માલવીયાજી પાસે આવ્યું. કર્વીમાં એક કસાઈખાનું ખુલનાર હતું. પ્રતિનિધિમંડળ માલવીયાજી પાસે, સરકારને અરજી કરી, કસાઈખાનાને ખૂલતું અટકાવવાનું કહેવા આવ્યું હતું. માલવીયાજી પાસે એ વખતે વાત સાંભળી મુસદ્દો તૈયાર કરવાની જરાય ફુરસદ નહોતી. એમની પાસે એ વખતે પારાવાર કામ હતું, એમને ઊંચું જોવાની પણ ફુરસદ નહોતી, એટલે એ કામની સોંપણી શ્રી. ટંડનબાબુને કરી. ટંડનબાબુએ એ ગામલોકના પ્રતિનિધિમંડળને પૂછ્યું, 'અરયા ભાઈ! કર્વીમાં માંસ ખાનારા તો ઘણા થોડા લોકો છે, છતાં કસાઈખાનું કેમ ત્યાં ખોલાય છે? એનો લાભ માંસાહારીમાંથી પણ બધા નહિ લઈ શકે.'

પેલાઓના મુખીએ કહ્યું, ' શું કહીએ સાહેબ! માંસ તો ખવારો એટલું ખવાશે ને બાકીનું ફેંકી દેવાશે. કસાઈખાનું માંસને માટે નહિ પણ ચામડાંને માટે બંધાય છે.' ઉપ(રાં)ત પ્રતિનિધિઓએ ટંડનબાબુને જણાવ્યું કે બુંદેલખંડમાં દુકાળ પડ્યો હતો, તેથી ગાયો ખૂબ સસ્તી વેચાતી હતી. રોટ બે રૂપિયામાં ગાય મળે. એટલે પછી, ગાયના ચામડામાંથી ધન પેદા કરવાની તક વેપારીઓ શા માટે ગુમાવે? બે રૂપિયાનો ગાયના ચામડાના જ દશેક રૂપિયા ઉપજે ને માંસના પૈસા તો જુદા. પછી એ ધંધો કોણ છોડે? આ સાંભળીને ટંડનજી ખૂબ બેચેન બન્યા. એમને આખી રાત ઊંઘ ન આવી.

## ૯. જીવનના વિશિષ્ટ પ્રસંગો

૧૯૦૫ની સાલની વાત છે. વિદેશી વસ્તુઓના બહિષ્કારનો એ યુગ હતો. બંગભંગ વિરોધી અદોલનથી સમગ્ર દેશ ખળભળી ઊઠયો હતો. જયાં ત્યાં સ્વદેશીનો જ પ્રતિધ્વનિ સંભળાયાં કરતો હતો. વિદેશી કાપડની પાછળ લખલૂટ ખર્ચો થતો હતો. સિત્તેર કરોડ રૂપિયાનું કાપડ પ્રતિવર્ષ હિન્દમાં આયાત થતું હતું. ટંડનજીએ એજ વખતે વિદેશી કાપડનો ત્યાગ કર્યો અને સ્વદેશી અપનાવ્યું ! આ સ્વદેશભક્ત એટલેથી પણ અટકયા નહિ. તેઓ એથી આગળ વધ્યા. વિદેશી કાપડ ઉપરાંત, બીજી મોટી આયાત વિલાયતી ખાંડની હતી. ટંડનજીએ તો સ્વદેશી વ્રત પૂર્ણપણે લીધું હતુઃ એટલે એમણે વિદેશી ખાંડનો પણ ત્યાગ કર્યો અને ત્યારપછી તો, સ્વદેશી ખાંડનું ઉત્પાદન આપણા દેશમાં થવા માંડયું તેમ છતાં ટંડનજીએ ખાંડ છોડી તે છોડી જ. આમ આજે પિસ્તાળીશ વર્ષ થયાં એમણે ખાંડ છોડી છે.

૨

૧૯૦૭ ની સાલ હતી. સંયુક્ત પ્રાંતમાં કર્વી નામના ગામના લોકોનું એક પ્રતિનિધિમંડળ પં માલવીયાજી પાસે આવ્યું. કર્વીમાં એક કસાઈખાનું ખુલનાર હતું. પ્રતિનિધિમંડળ માલવીયાજી પાસે, સરકારને અરજી કરી, કસાઈખાનાંને ખૂલતું અટકાવવાનું કહેવા આવ્યું હતું. માલવીયાજી પાસે એ વખતે વાત સાંભળી મુસદ્દો તૈયાર કરવાની જરાય ફુરસદ નહોતી. એમની પાસે એ વખતે પારાવાર કામ હતુ, એમને ઊંચું જોવાની પણ ફુરસદ નહોતી, એટલે એ કામની સોંપણી શ્રી. ટંડનજીને કરી. ટંડનજીએ એ ગામલોકના પ્રતિનિધિમંડળને પૂછ્યું, 'અરયા ભાઈ! કર્વીમાં માંસ ખાનારા તો ઘણા થોડા લોકો છે, છતાં કસાઈખાનું કેમ ત્યાં ખોલાય છે? એનો લાભ માંસાહારીમાંથી પણ બધા નહિ લઈ શકે.'

પેલાઓના મુખીએ કહ્યું, ' શું કહીએ સાહેબ! માંસ તો ખવાશે એટલું ખવાશે ને બાકીનું ફેંકી દેવાશે. કસાઈખાનું માંસને માટે નહિ પણ ચામડાંને માટે બંધાય છે.' ઉપ રાંત પ્રતિનિધિઓએ ટંડનજીને જણાવ્યું કે બુંદેલખંડમાં દુકાળ પડ્યો હતો, તેથી ગાયો ખૂબ સસ્તી વેચાતી હતી. દોઢ બે રૂપિયામાં ગાય મળે. એટલે પછી, ગાયના ચામડામાંથી ધન પેદા કરવાની તક વેપારીઓ શા માટે ગુમાવે? બે રૂપિયાની ગાયના ચામડાના જ દશેક રૂપિયા ઉપજે ને માંસના પૈસા તો જુદા. પછી એ ધંધો કોણ છોડે? આ સાંભળીને ટંડનજી ખૂબ બેચેન બન્યા. એમને આખી રાત ઊંઘ ન આવી.

એમાં જરૂર નથી શરીરનો વિકાર તાવ દ્વારા બહાર નીકળે છે, એટલે તાવ એ રોગ નથી, પણ કુદરતનો ઉપચાર છે. ઘરનાં માણસો મૂંઝાયાં કારણ એમને ટંડનબાબુના આ કુદરતી ઈલાજમાં જરાય શ્રદ્ધા નહોતી. દવા વિના છોકરો બચી નહિ જ શકે એવી એ લોકોને પૂર્ણ પ્રતીતિ હતી.

ટંડનજીએ સાફ સાફ સુણાવ્યું, 'જો તમારે તમને મનફાવતી દવા જ કરવી હોય, તો પછી મારું અહીં રહેવાનું કશું પ્રયોજન નથી. તમે દવા દ્વારા એને હેરાનપરેશાન કરો એ મારાથી જોઈ શકાવાનું નથી. માટે હું જાઉં પછી તમને ઠીક લાગે તેમ કરજો.'

ઘરનાં માણસોને આખરે ટંડનજીને વશ થવું પડ્યું. એમણે દવા છોડી દીધી. દશ, પંદર, પચીશ, ત્રીશ, એમ દિવસો ઉપર દિવસો પસાર થતા ગયા, પણ કશો ફરક ન પડ્યો. તાવ જેવો ને તેવો જ શરીરમાં ધીખતો હતો. બધાને લાગ્યું કે હવે આશા નથી, પણ ટંડનજીની શ્રદ્ધા અટળ હતી. એ તો કહેતા હતા, 'એનો વખત થશે એટલે તાવને ઊતર્યા વિના છૂટકો નથી. મને જરાય એ બાબતમાં અંદેશો નથી.' અને જ્યારે તાવ વધે ત્યારે આખું શરીર ભીની ચાદર કરી તેમાં વીંટાળી દેતા. તાવ ઊતરે એટલે કાઢી લેતા.

એવામાં લાલા લજપતરાય એમને ત્યાં આવ્યા. લાલાજીને ટંડનબાબુને બહુ ગાઢો સંબંધ હતો. ઘરનાં માણસોએ લાલાજી સાથે ખાનગીમાં વાત કરી ને ડૉક્ટરની દવા ખાનગીમાં લેવાનો પ્રબંધ થાય તે માટે વ્યવસ્થા કરી. ટંડનજીને

સમજાવવા કહ્યું. લાલાજીએ ટંડનજી ઉપર પોતાનો ગુસ્સો ઠાલવ્યો અને બોલ્યા, 'તમારે શું છોકરાને મારી નાંખવો છે? તમારો શું વિચાર છે?' ટંડનજીએ કુદરતી ઉપચારનું મહત્ત્વ સમજાવ્યું. પણ લાલાજી તો કશું માનવાને તૈયાર હતા જ નહિ. તેઓ ડૉકટરને ત્યાંથી દવા લઈ આવ્યા ને છોકરાને આપી. ટંડનજીથી કંઈ બોલાયું નહિ. થોડા દિવસમાં બાળક સાજો થઈ ગયો.

૫

૧૯૦૭ માં ટંડનજીને પોતાને સખ્ત તાવની બિમારી લાગુ પડી. તાવ વધતો જ ચાલ્યો. ટંડનજી તો કુદરતી ઉપચાર સિવાય બીજો કોઈ ઉપચાર કરવા તૈયાર નહોતા. તાવ ૧૦૪ અને ૧૦૫ થી નીચે ઊતરે જ નહિ. ઘરનાં માણસો ઘણાં ચિન્તિત રહેવા લાગ્યાં. કંઈ સૂઝે જ નહિ. એમને લાગ્યું કે, કુદરતી ઉપચારની ખોટી ધૂનમાં આપણે માણસને ખોઈ બેસીશું. તાવ ૧૦૫ ડિગ્રી ઉપર ચડવા લાગ્યો. ટંડનજી બેભાન બની ગયા. ઘરનાં માણસો ખૂબ ગભરાયા. ટંડનજી બેભાન હતા એટલે એ તકનો લાભ લઈ એમનો દાકતરી ઈલાજ કરવાનું બધાં સ્નેહીઓને ઠીક લાગ્યું. તરત જ પ્રયાગના સારામાં સારા ડૉકટરને બોલાવી મંગાવ્યા. એમણે ચિકિત્સા કરી, ને તેઓ અતિગંભીર બની ગયા. ડૉકટરે એમને અચેત અવસ્થામાં જ 'ગ્લુકોઝ ડી' નાં ઈન્જેકશન આપ્યાં. ટંડનજી શુદ્ધિમાં આવ્યા. એમને ખબર પડી કે એમની બેભાન અવસ્થાનો લાભ લઈ એમને ઈન્જેકશન આપવામાં આવ્યાં છે. એમના ગુસ્સાનો પાર રહ્યો નહિ એમણે કશું જ ખાવાપીવાની ના પાડી. ઘરનાં બધાં

માણસોએ માફી માગી, હવે પછી એવું ન કરવાનું વચન આપ્યું, ત્યારે એઓ શાંત પડ્યા.

૬

ટંડનજીનો સૌથી મોટો છોકરો મેટ્રિકમાં ભણતો હતો. એ વખતે નિયમ હતો કે, સોળ વર્ષની નીચેના કોઈ પણ વિદ્યાર્થીથી મેટ્રિકમાં બેસી ન શકાય. એમના છોકરાની ઉમરમાં સોળ વર્ષમાં થોડા મહિના ઓછા હતા. છોકરો ભણવામાં ખૂબ હોશિયાર હતો. જ્યારે પરીક્ષા માટે અરજી કરવાની હતી, ત્યારે એ છોકરાને સોળ વર્ષ થયાં નહોતાં. પરન્તુ, પરીક્ષા લેવાય ત્યારે સોળ વર્ષ થતાં એટલે, પરીક્ષામાં બેસતી વખતની ઉમરની ગણતરી થાય તો સોળ વર્ષ ગણાય એમ હતું.

નિશાળના પ્રિન્સિપાલે ટંડનજીને જણાવ્યું, કે એની પરીક્ષામાં બેસતી વખતની ઉમર ગણો, અને તે પ્રમાણે પરીક્ષામાં બેસવાની અરજીમાં લખો. છોકરો એટલો હોશિયાર છે કે મેટ્રિકમાં પહેલો આવવાની શક્યતા છે, અને છોકરાનું વર્ષ બચી જશે.

ટંડનજીને એ વાત જાણી ઘણું દુઃખ થયું. એમણે પ્રિન્સિપાલને કહેવડાવ્યુંઃ 'મારા છોકરાનું એક વર્ષ બચે તે માટે જૂઠું બોલવું એના જેવું નૈતિક અધઃપતન બીજું કયું હોય? તમે મને એવી સલાહ આપો છો, એથી મને ઘણું દુઃખ થાય છે. પરીક્ષા તો આવતે વર્ષે આવશે, પણ નૈતિક પતન થાય તેનો કંઈ ઈલાજ થવાનો નથી.' પરિણામે એમના દીકરાનું એક વર્ષ બગડ્યું.

૭

૧૯૩૦ની વાત છે, એમની તબિયત ખૂબ નાદુરસ્ત હતી. ડૉક્ટરની સલાહથી એમને ગાયનું દૂધ આપવામાં આવતું હતું. ટંડનજીને લાગ્યું કે દૂધ ચોખ્ખું આવતું નથી, એટલે એમણે દૂધવાળાને કહેવડાવ્યું કે ગાયને એમની સામે જ દોહી દે, કે જેથી દૂધ તાજું ને ચોખ્ખું મળે. દૂધવાળો ગાય અને વાછરડા સહિત આવ્યો. દૂધ દોહવા લાગ્યો, તેઓ સામે જ ખુરશી પર બેઠા. ગોવાળે પહેલાં થોડી મિનિટ વાછરડાને ધવરાવ્યો, ને પછી એને જબરજસ્તીથી ત્યાંથી ખસેડી ગાયના આગલા બે પગ વચ્ચે બાંધી દીધો, ને પછી એણે ચોખ્ખા વાસણમાં દૂધ દોહવાની શરૂઆત કરી. વાછરડું બરાડતું હતું અને ગાયના મોં જોડે પોતાનું મોં લગાડતું હતું. જાણે માને કહેતું ન હોય, 'મા, મને કેમ દૂધ પીવા નથી દેતી?'

ટંડનજીથી વાછરડાનું દુઃખ ન જોઈ શકાયું એમનું કોમળ હૃદય દ્રવી ઊઠયું. એમની આંખમાંથી એ મૂગા પ્રાણીની વેદના જોઈને અશ્રુધારા વહેવા લાગી. એમની પાસે જ્યારે ગોવાળ તાજા દૂધનો કટોરો લઈને આવ્યો, ત્યારે ટંડનજીની આંખમાં આંસુની ધારા જોઈ દિગ્મૂઢ બનીને ઊભો રહ્યો. એમણે આર્દ્ર સ્વરે કહ્યું, 'આ દૂધ મારે ગળે નહિ ઊતરે. જો હું મારી માનું દૂધ બીજાને પીવા ન દેતો હોઉં તો બીજાની માનું દૂધ પીવાનો મને શો અધિકાર? અને તે પણ પેલા બિચારા આરડતા વાછરડાના મોંમાંથી છીનવીને? આ તો ઘોર અન્યાય છે, મહાપાપ છે!'

પેલા ગોવાળે કહ્યું, 'એમ નહિ બાબુજી! વાછરડાને જોઈએ તેના કરતાં વધારે દૂધ ગાય આપે છે. ગાયને મેં દોહી તેમાં વાછરડાના ભાગનું દૂધ મેં લીધું નથી. વાછરડો જો બધું દૂધ પીએ તો એને અપચો થાય, એટલે એને પચે એટલું જ દૂધ એને અમે પીવડાવીએ છીએ, એટલે વાછરડો ભૂખ્યો નથી.'

પણ એમનાથી વાછરડાની વેદના ભુલાઈ નહિ. ગોવાળની દલીલ એમને ગળે ઊતરી નહિ. તે દિવસથી દૂધ પીવાનું છોડી દીધું.

૮

ટંડનજી આમ તો જાહેર પુરુષ રહ્યા, એટલે એમને ત્યાં મહેમાનો તો આવ્યા જ કરતા હોય, પરન્તુ પોતે મહેમાનોને પોતાની પાસે જે હોય એટલું જ અનાજ પકવે. કદી રેશન સિવાયનું અનાજ લે નહિ. એક વાર એમના ઘરમાં, કેટલાક મધ્યસ્થ સરકારના અને પ્રાંતીય સરકારના પ્રધાનો મહેમાન તરીકે પધાર્યા. એમના ઘરમાં તો રેશન ખૂટવા આવ્યું હતું. બે માણસોને માંડ ચાલે એટલો લોટ હતો. ચોખા તો બધાને ચમચી ચમચી આવે એટલા હતા.

ટંડનજીને એમના રસોઈયાએ આવીને આ નાજુક પરિસ્થિતિથી વાકેફ કર્યા. ટંડનજીએ એને સ્પષ્ટ કહ્યું, 'છે એનાથી ચલાવો, ને બટાકા બાફીને, એની પૂરી કરીને આપો. ચોખા તો ચમચી આવે તો ચમચી મૂકો' તરત એમની સૂચના પ્રમાણે રસોઈ તૈયાર થઈ ગઈ. બધા મહાનુભાવો બેઠા, તો જુએ છે તો ઘઉંની બે બે પૂરી, ને ચમચી ચમચી ભાત!

ટંડનજીએ મહેમાનોને કહ્યું: 'તમારા રાજ્યમાં જેટલું રેશન મળે છે તેનાથી ચલાવું છું. તમને આથી ખ્યાલ તો આવે કે તમારા રેશનથી માણસનું પેટ શી રીતે ભરાય?' મહેમાનો સમજી ગયા, ને તેમણે જરા જરા ભાણામાં જે જે હતું તેનાથી સંતોષ માન્યો.

૯

નાશિક કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં, પ્રમુખપદેથી ટંડનજીનું ભાષણ ત્રણ કલાક સુધી ચાલ્યું. ત્રણ કલાક એમણે એક જ સૂરમાં, જરાય થાક વિના ઊભા ઊભા ભાષણ કર્યું. એમને ન તો પાણીની જરૂર પડી, ન તો એમનો પગ જરાય હાલ્યો. ન એમણે એક પણ ખૂંખારો ખાધો. જાણે સ્વર્ગમાંથી ગંગાનો ધોધ પડતો હોય તેમ એમનો અખંડ વાક્પ્રવાહ ચાલી રહ્યો હતો. ભાષણ પૂરું કર્યા પછી પણ નહોતો જરાય થાક, નહોતો કશોય કંટાળો, શરૂ કરતાં પહેલાં જે આનંદની ચમક હતી તેજ સુરખી ભાષણને અંતે પણ એમના મુખ ઉપર દેખાતી હતી.

૧૦

ટંડનબાબુ હસ્તિનાપુરની નિરાશ્રિત છાવણીમાં ગયા હતા, ત્યાં એમણે એક દશ્ય જોયું. એક નિરાશ્રિત ડોશીએ ટંડનજીને જોયા ને એમની પાસે આવી ધ્રુસકે ધ્રુસકે રોવા માંડી અને એમને વળગી પડી. ટંડનજીનું હૃદય પણ પીગળ્યું. એમણે એને ગદગદિત કંઠે પૂછ્યું, 'માજી, શું છે?'

પેલી ડોશી કહે, 'મારો દીકરો બરાબર તમારા જેવો જ હતો. તમે જ જોઈ લો. એને પેલા પાકીસ્તાનવાળા-

ઓએ મારી નાંખ્યો. તમને જોઈને મારો દીકરો યાદ આવ્યો.'

ટંડનજીએ નમ્રભાવે કહ્યું, 'માજી! હું તમારો દીકરો જ છું, આજથી સમજો કે તમે મને દત્તક લીધો છે, મને દીકરા કહીને બોલાવો'

'મેરે પ્યારે બેટે!' કહી પેલી જાણે સગી મા હોય તેમ એમને વળગી રહી.

ટંડનબાબુ પણ એમની નવી માને આલિંગી રડી રહ્યા હતા.

## ૧૦. ટંડનજી અને ગાંધીજી

સામાન્યતઃ ટંડનજીના નામની જોડે જે રાજર્ષિનું વિશેષણ સંકળાયલું છે, તે આપણને સહજ રીતે ગાંધીજીના મહાત્માજીના બિરુદની યાદ અપાવે છે. ટંડનજી અને ગાંધીજીનો સંબંધ તો શિષ્ય અને ગુરુનો સંબંધ કહી શકાય. એક દૃષ્ટિએ જોતાં, આજના મોટા ભાગના રાષ્ટ્રીય નેતાઓ, ગાંધીજીએ દેશને આપેલા છે એમ કહીએ તો ચાલે. એમના રાજકીય મંતવ્યો, એમની વિચારસરણી, એમના આચાર, એમની જીવનરીતિ, એમની કાર્યપદ્ધતિ બધું ગાંધીજીની પ્રત્યક્ષ અસરથી ઘડાયલું છે. ટંડનજી ઉપર પણ ગાંધીજીની પ્રબળ અસર છે.

ટંડનજી ગાંધીજીના શિષ્ય હોવા છતાં, તેઓ ગાંધીજીના અંધ અનુયાયી નથી. તેમને ઘણી વાર ગાંધીજીની જોડે તીવ્ર મતભેદ પડ્યા છે. એમણે ગાંધીજીની જોડે ગરમાગરમ ચર્ચા કરી છે. અને પોતે જ્યાં ગાંધીજીથી જૂદા પડે, ત્યાં ગાંધીજી સાથે એની ચોખવટ પણ એમણે કરેલી છે. ગાંધીજી એમને મન પૂજ્ય છે, અને જ્યારે જ્યારે એઓ ગાંધીજી વિષે

-જી. ગાંધીજી જેવી રીતે કુદરતી ઉપચારમાં અમોઘ શ્રદ્ધા રાખ-નાર હતા, તેવી જ રીતે ટંડનબાબુ પણ કુદરતી ઉપચારમાં શ્રદ્ધા રાખનાર છે. ગાંધીજીએ જેવી રીતે, પોતાનો પુત્ર મણિલાલ મરણપથારીમાં હતો, ત્યારે પણ પાણીના કુદરતી ઉપચાર પર આધાર રાખી પોતાની રીતે એનો ઉપચાર કર્યો, તેવી જ રીતે ટંડનબાબુનો મોટો પુત્ર ભયંકર તાવની બિમારીમાં સપડાયો ત્યારે ટંડનજીએ પોતાના કુદરતી ઉપચાર પર જ વિશ્વાસ રાખી એને ડૉકટરની દવા ન આપવાનો આગ્રહ રાખેલો. આ રીતે, બન્ને ઈશ્વર પરની આસ્થામાંથી જ જીવનનું બળ મેળવે છે. દેશસેવા જ આ બન્ને નરવીરોની આજીવન પ્રવૃત્તિ રહી.

ટંડનજી અને ગાંધીજી બન્ને દેશનું વિભાગીકરણ, અંકુશ, અલગ મતાધિકાર, પાકીસ્તાનનો સિદ્ધાંત, વગેરેના કટ્ટર વિરોધી હતા. કોઈ પણ પરિસ્થિતિમાં એઓ પોતાના સિદ્ધાંતોનું સમાધાન કરવા તૈયાર નહોતા. પરન્તુ, ગાંધીજી પાકીસ્તાનના વિરોધી હોવા છતાં મુસ્લિમો પ્રત્યે સમભાવ રાખતા, મુસ્લિમોને નાનાભાઈ ગણીને મોટાભાઈએ ગમે તે ભોગે નાનાભાઈને સંતોષ આપવો જોઈએ એમ માનતા. એથી તો વારંવાર એ જિન્નાસાહેબને કોરો ચેક આપવાની વાત કરતા. शठं प्रति सत्यम्। એ ગાંધીજીનો મુદ્રાલેખ હતો ત્યારે ટંડનજી માને છે કે शठं प्रति शाठ्यम्। મુસ્લિમો ક્યારે દગો દે તે કહેવાય નહિ ટંડનજીની દલીલ છે કે પાકીસ્તાનની રચનામાં મોટામાં મોટો ફાળો હમણાં જે મુસ્લિમો હિન્દમાં છે તેઓનો છે. એ મુસ્લિમોએ દ્વિરાષ્ટ્રનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. એ લોકોનાં મતવ્યો બદલાયાં છે. એમણે દ્વિરાષ્ટ્રનો સિદ્ધાંત છોડી દીધાનો

કશો પુરાવો નથી. આ કારણથી તેઓ મુસ્લિમો પર વિશ્વાસ રાખવાને તૈયાર નથી. તેઓ માને છે કે મુસ્લિમોને ખુશ રાખવાની વૃત્તિનો આપણે જ્યાં સુધી ત્યાગ ન કરીએ ત્યાં સુધી આપણા દેશને માટે આશાનું કંઈ કારણ નથી. આજ કારણે તેઓ માને છે કે હિન્દની સંસ્કૃતિ એક છે, ને એક જ રહેવી જોઈએ. ટંડનજી ગાંધીજીની જેમ પૂર્ણ અહિંસામાં પણ માનતા નથી. પ્રબળ હિંસા સામે અહિંસા ટકી શકે એવું પણ એમનું મંતવ્ય નથી. મુસ્લિમ ગુંડાઓ પારાવાર જુલમ ગુજારતા હોય, ત્યારે આપણે નિષ્ક્રિય બેસી રહીએ એ તો નામર્દાઈનું કામ છે. એમની ગુંડાનીતિનો હિંસાથી વિરોધ કરવો જોઈએ. શામનીતિ નહિ પણ દંડનીતિ જ ફળદાયી નીવડે છે, એવી એમની માન્યતા છે.

જેમ અહિંસા પરત્વે તેવો જ ગાંધીજી જોડેનો એમનો પ્રબળ વિરોધ ભાષાપરત્વે છે. ગાંધીજીએ મુસ્લિમોને રાજી રાખવા હિન્દુસ્તાની ભાષાનો આગ્રહ રાખ્યો, અને હિન્દુસ્તાની જ આપણી રાષ્ટ્રભાષા હિન્દી હોવી જોઈએ તે વિષે પ્રચાર કર્યો, જ્યારે ટંડનજી આપણી રાષ્ટ્રભાષા હિંદી હોવી જોઈએ, અને તે પણ સંસ્કૃતપ્રધાન હિંદી એવો આગ્રહ રાખે છે. તેઓ માને છે કે હિંદુસ્તાની એ નામ કૃત્રિમ છે, ભાષા કૃત્રિમ છે. ગાંધીજીએ જે બે લિપિઓની હિમાયત કરી તેનો પણ ટંડનજીએ સખત વિરોધ કરેલો તેઓ દેવનાગરી લિપિના આગ્રહી છે. આ વિરોધ પ્રબળ બનવાથી જ ગાંધીજીએ હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી રાજીનામું આપેલું.

ગાંધીજી અને ટંડનજી વચ્ચે અનેક પ્રકારનું સામ્ય

હોવા છતાં કેવળ ભાષા વિષેનું જ વૈષમ્ય યાદ કરીને ટંડનજી ગાંધીવિરોધી છે એવો ખોટો આરોપ એમની પર ઘણા મૂકે છે. પણ, ગાંધીજીના જેઓ ચુસ્ત અનુયાયીઓ તરીકે ઓળખાય છે તેઓ પણ કંઈ એકે એક બાબતમાં ગાંધીજીને સંપૂર્ણપણે અનુસરતા નથી હોતા. જરાતરા મતભેદ બધાને હોવાનો જ અને મતભેદ હોય તેથી કોઈ ગાંધીવિરોધી થતું નથી. ઊર્દુનો વિરોધ ટંડનજી કરતા નથી, પરન્તુ, ઊર્દુ એ હિન્દની એક શૈલી છે એમ તેઓ માને છે. તેઓ પણ માને છે કે, ઊર્દુનો પ્રચાર જે કરે તે હિન્દી સાહિત્ય સંમેલનમાં રહી શકે. આજ કારણથી જ્યારે પૂજ્ય બાપુજીએ પોતે હિન્દુસ્તાની પ્રચાર સભાના અધ્યક્ષ રહીને પણ, અને દેવનાગરી અને ઊર્દુ બન્ને લિપિની હિમાયત કરીને પણ એઓ હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ રહી શકે કે કેમ એમ પુછાવ્યું ત્યારે ટંડનજીએ સ્પષ્ટરીતે બાપુજીને લખ્યું હતું કે :

'હિન્દી અને ઊર્દુનો સમન્વય થાય એ આપના વક્તવ્યમાં હું પૂરેપૂરો તમારી સાથે છું. આપ હિન્દીની જોડે ઊર્દુનો પણ પ્રચાર કરો છો તેનો હિન્દી સાહિત્ય સંમેલનને લેશ માત્ર પણ વાંધો નથી. ઊર્દુના વિરોધનો સવાલ તો મારી સામે છે જ નહિ–હોઈ પણ ન શકે, હું ઊર્દુવાળાઓને રાષ્ટ્રભાષા તરફ ખેંચવા માટે ભાષાના સ્વરૂપ વિષેના જરાતરા પરિવર્તન માટે પણ તત્પર છું.'

આ અવતરણ પરથી સ્પષ્ટ થશે કે ગાંધીજી અને ટંડનજી વચ્ચે લોકો કહે છે તેવો તીવ્ર મતભેદ હતો જ નહિ. ટંડનજી સમાધાન માટે તત્પર હતા: ઊર્દુવાળાને પોતાનામાં

સમાવવા ભાષાનું સ્વરૂપ પણ બદલવા તૈયાર હતા. એટલે ટંડનજી તથા ગાંધીજી એકબીજાના દૃષ્ટિબિન્દુને સમજવા પ્રયત્ન કરતા હતા. બન્ને વચ્ચે વિરોધ નહોતો જ હતો.

ટંડનજી અને ગાંધીજી વચ્ચે એક બીજી પણ દૃષ્ટિ જોવા જેવી છે. બન્ને ભારતીય સંસ્કૃતિનું ગૌરવ કરે છે, આપણી સંસ્કૃતિની ઉચ્ચતા જોઈ શકે છે, છતાં બન્નેની ધર્મદૃષ્ટિ ભિન્ન છે. ગાંધીજીની ધર્મભાવના નિરાળી છે. ગાંધીજી બીજા ધર્મો પ્રત્યે સમભાવ અને સહિષ્ણુતા રાખીને હિન્દુ ધર્મની ભાવના વધારે સારી રીતે જાળવી શકાય એમ માને છે. જ્યારે ટંડનજી કોઈ પણ દિવસ, સમાજની જબરજસ્તી બરદાસ્ત ન કરવામાં જ હિન્દુ ધર્મનું ભૂષણ રહેલું છે એમ માને છે. ગીતા બન્નેનો પ્રિય ગ્રન્થ હોવા છતાં, એક જ ગ્રન્થ બન્નેને જૂદા જૂદા જીવનમાર્ગો ઉપદેશે છે. ગાંધીજી ગીતાના જેટલું જ બાઈબલને કે કુરાનને મહત્ત્વ આપે છે, જ્યારે ટંડનજી બધા ધર્મગ્રન્થો કરતાં ગીતા સર્વશ્રેષ્ઠ છે એવું પ્રતિપાદિત કરે છે.

ટંડનજીને ગાંધીજી તરફ બેહદ ભક્તિ ને પૂજ્યભાવ હતો. ટંડનજી જ્યારે ગાંધીજીને પત્ર લખતા ત્યારે પત્રનું સંબોધન,

"પૂજ્ય બાપુજી – પ્રણામ"

એ રીતે કરતા, જે ટંડનજીનો બાપુ પ્રત્યેનો આદર સૂચવે છે. જ્યારે બાપુનું મૃત્યુ થયું ત્યારે ટંડનજી કાશીમાં હતા. જ્યારે એમણે પૂજ્ય બાપુજીના મૃત્યુના સમાચાર જાણ્યા ત્યારે તેઓ જીવનમાં કદી નહિ રડ્યા હોય તેમ, નાના બાળકની જેમ, ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા ને બોલ્યાઃ

"બાપુ! તમને મારીને એને શું મળ્યું?"

## ૧૧. ટંડનજી અને માલવીયાજી

ટંડનજી ગાંધીજીને પોતાના નેતા તરીકે માનતા, પણ ટંડનજીના રાજકીય ગુરુ તો માલવીયાજી હતા. માલવીયાજીને એઓ પોતાના રાજકારણના આદર્શ માનતા. એમની દેશ-પ્રેમની ભાવના, એમની હિન્દુત્વની ભક્તિ, એમની ભાષાની લઢણ, એમની રહેણીકરણી, એમની રાજકીય વિચારસરણી, એમનો અભ્યાસ, એ બધું શ્રી. માલવીયાજીની પ્રત્યક્ષ અસરથી ઘડાયું છે. એ ગુરુને ચરણે બેસીને એમણે પોતાના પાઠો ભણ્યા છે, દીક્ષા લીધી છે.

એ વખતે સંયુક્ત પ્રાંતના નવયુવાનો માટે રાજકીય નેતાઓમાં બે નિરનિરાળા આદર્શો હતા. એક પંડિત મોતીલાલજીનો અને બીજો પંડિત માલવીયાજીનો. સામાન્ય રીતે, ધાર્મિક વાતાવરણમાં, બ્રહ્મણના આચારવિચારવાળા ઘરમાં ઉછરેલા યુવાનને, પંડિત મોતીલાલની ધર્મથી પર, બિનસાંપ્રદાયિક, અંગ્રેજી રહેણીકરણી ને વિચારસરણી, એના પર પાશ્ચાત્ય સંસ્કૃતિનો ચડેલો ઘેરો રંગ, એ બધું સહસા ન જ આકર્ષે એ સ્વાભાવિક છે. એથી ટંડનજી જેવા

રાધાસ્વામી પંથમાં ઉછરેલા, ભક્તિપ્રધાન બાળકને માલવી-યાજીની ધાર્મિકતા આકર્ષે, એમાં કશું આશ્ચર્યજનક નથી.

ટંડનજીએ કોંગ્રેસમાં તો છેક નાનપણથી જ ઝંપલાવેલું. તેઓ એક પછી એક કોંગ્રેસ અધિવેશનોમાં હાજરી આપતા ગયા. માલવીયાજીનાં ભાષણો સાંભળતા ગયા, ને એમનો માલવીયાજી પ્રત્યેનો ભક્તિભાવ ક્રમશઃ વધતો ગયો. ધીરે ધીરે જ્યારે તેઓ કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ચૂંટાયા, ત્યારે એમણે, કોંગ્રેસના અધિવેશનમાં ભાષણ આપવાની કોશિશ કરી અને સારું જેવું ભાષણ આપ્યું. માલવીયાજી પણ ત્યારે જ એ નવયુવાન તરફ આકર્ષાયા, ને એ રીતે કોંગ્રેસ-મંડપમાં જ ટંડનજીનો માલવીયાજી જોડે પ્રથમ પરિચય થયો.

જ્યારે માલવીયાજી જોડે પહેલી વેળા વાતચીત થઈ ત્યારે તેઓ એ પ્રસંગને પોતાના જીવનનો એક ધન્ય પ્રસંગ માનવા લાગ્યા, અને માલવીયાજીને અનુસરવા લાગ્યા. આમ છતાં, એમણે માલવીયાજીને બધી બાબતમાં સાથ આપ્યો એવું નથી. ૧૯૧૬ માં જ્યારે લખનૌ કરાર થયા અને અલગ મતાધિકારની સ્વીકૃતિ થઈ, ને જ્યારે ટંડનજીને ખબર પડી કે માલવીયાજીની પણ એમાં સંમતિ હતી ત્યારે ખૂબ બેચેન બની ગયા. એમની આદર્શમૂર્તિ આવા વાહિયાત કરારમાં સંમતિ આપે? એમને થયું કે માલવીયાજીને આ શું સૂઝ્યું? એટલે તેઓ તરત માલવીયાજી પાસે ગયા, ને, માલવીયાજીને સ્પષ્ટ રીતે એમણે જણાવ્યું, 'માલવીયાજી! આપને પણ આ શું સૂઝ્યું? આપે આ શું કર્યું?'

માલવીયાજીને પોતાને પણ ક્યાં ખબર નહોતી કે જે

થયું છે તે સારું થયું નથી પણ એમણે લાચારીથી જવાબ વાળ્યો, 'શું કરું? હું મજબૂર હતો! લોકમાન્ય ટિળકે મને ખૂબ આગ્રહ કર્યો, ને મારે એમાં સંમતિ આપવી પડી.'

આ પરથી પ્રતીત થશે, કે ટંડનજી માલવીયાજીના અંધ-અનુયાયી નહોતાઃ પણ બુદ્ધિપુરઃસર જ એમને અનુસરતા.

માલવીયાજીનો ઘણો વારસો ટંડનજીમાં ઊતર્યો છે. જેમ કે હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિ માટેનું અભિમાન અને ગૌરવ. ટંડનજી માલવીયાજીની જેમ જ માને છે, કે હિન્દુસંસ્કૃતિ એ દુનિયાની શ્રેષ્ઠ સંસ્કૃતિ છે. હિન્દુ ધર્મ સર્વ ધર્મો કરતાં મહાન છે. પરન્તુ, એ બન્ને નરવીરો માત્ર હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિનાં ગુણગાન ગાઈને જ બેસી રહ્યા નથી, પરન્તુ હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિની કીર્તિ વધારવા પોતાનાથી બનતા પ્રયત્નો એમણે કર્યા છે. આપણા પૂર્વજોની કીર્તિનાં ગુણ-ગાન કરતાં કરતાં એ કીર્તિને લાયક આપણે બનીએ તે માટે આપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. માલવીયાજીની ધર્મભાવના ઉદાર હતી. ગાંધીજીએ જ્યારે અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ ઉપાડી, ત્યારે માલવીયાજીએ ગાંધીજીને પૂરેપૂરો સાથ આપ્યો. કારણ કે, એથી હિન્દુ ધર્મની વિશુદ્ધિ થાય છે, એમ તેઓ બુદ્ધિપૂર્વક માનતા. ટંડનજી પણ અસ્પૃશ્યતા નિવારણના પ્રચારમાં માને છે, એને તેઓ ખૂબ મહત્ત્વ આપે છે અને એના પ્રચારમાં એમણે પોતાનાં પ્રાંતમાં સક્રિય ફાળો આપ્યો છે.

માલવીયાજી ગૌરક્ષાના હિમાયતી હતા. ગાયની રક્ષા-

કરવાથી, ગૌમાતાને સાચવવાથી જ આપણી સમૃદ્ધિ થાય છે એમ માનતા હતા. તેઓ ગો સેવા સંમેલનના પ્રમુખ હતા, અને ટંડનજી પણ એના પ્રમુખ હતા. ગોસેવા માત્ર ધાર્મિક દૃષ્ટિએ જ નહિ પરન્તુ આર્થિક દૃષ્ટિએ પણ ઉપયોગી છે. આ પ્રકારની એ બન્નેની માન્યતા હતી.

માલવીયાજી જેમ હિન્દીના અને સંસ્કૃતમય હિન્દીના પક્ષપાતી હતા, તેવી જ રીતે ટંડનજીમાં પણ માલવીયાજીનો એ વારસો ઊતર્યો છે. ટંડનજીનાં વ્યાખ્યાનો અને લખાણો આપણને માલવીયાજીનું સ્મરણ કરાવે છે. દેવનાગરી લિપિ જ રાષ્ટ્રલિપિ થઈ શકે અને હિન્દી જ રાષ્ટ્રભાષા બને એ માલવીયાજીનું સ્વપ્ન હતું. તે સ્વપ્ન શ્રી. ટંડનજીએ સિદ્ધ કરી બતાવ્યું છે.

માલવીયાજી પણ માનતા હતા, કે આપણે મુસ્લિમોને વારંવાર થાબડ્યા કરવા ન જોઈએ. આપણે મુસ્લિમોને જો થાબડ થાબડ કર્યા કરીશું, તો આપણી ઉદારતાને તેઓ નબળાઈ સમજશે. આથી જ ૧૯૩૪માં મેકડોનાલ્ડે આપેલા કોમી ચુકાદા વિષે, કોંગ્રેસે જ્યારે–એ ઠરાવનો સ્વીકાર પણ નથી કરતી અને અસ્વીકારપણ નથી કરતી એવી દ્વિધાવૃત્તિ બતાવી હતી ત્યારે, માલવીયાજીએ–મુસ્લિમોને ખુશ કરવા દર્શાવેલી આ અનિશ્ચિતતાનો મક્કમપણે વિરોધ કર્યો હતો, એટલું જ નહિ, પરંતુ, પાછળથી આ નીતિને કારણે એમણે પોતાનો કોંગ્રેસ જોડેનો સંબંધ શિથિલ કરી નાંખ્યો હતો. એજ નીતિ અનુસાર, ટંડનજીએ પણ મુસ્લિમોને ખુશ કરવા કોંગ્રેસે અખત્યાર કરેલી ભાગલાની નીતિનો વિરોધ કર્યો

હતો, અને પાકીસ્તાન તરફ આપણે સખત વલણ દાખવતા નથી તેનો પણ તેઓ :સખત શબ્દોમાં વિરોધ કરે છે.

માલવીયાજી જેવી રીતે આપબળે કોંગ્રેસના ઉચ્ચોચ્ચ પદે પહોંચેલા તેવી જ રીતે ટંડનજી પણ આપબળે કોંગ્રેસના ઉચ્ચોચ્ચ સ્થાને પહોંચ્યા. માલવીયાજીના હિન્દુ ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યેના વિચારો મક્કમ હોવા છતાં, માલવીયાજીએ જ્યારે ૧૯૩૨માં, બીજી ગોળમેજી પરિષદમાં મુસ્લિમોને ૩૩ ટકા ધારાસભામાં બેઠકો આપવા સામે સખત વાંધો લીધો હતો, તેવી જ રીતે, ટંડનજીએ પણ ભાગલાના ઠરાવનો સખત શબ્દોમાં વિરોધ કર્યો હતોઃ છતાં માલવીયાજી તથા ટંડનબાબુ બન્નેને મુસ્લિમો જોડે ગાઢો અને સ્નેહાળ સંબંધ છે. શ્રી. ટંડનજી અને શ્રી. માલવીયાજી બન્ને ઉચ્ચ બ્રાહ્મણ અને તે પણ રૂઢિચૂસ્ત બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હોવાથી એમની રગે-રગમાં હિંદુસંસ્કૃતિનાં વહેણ ઘૂમી રહ્યાં છે.

૧૯૧૭ સુધી કોંગ્રેસમાં માલવીયાજીની અસર ટંડનબાબુ પર ઘણી પ્રબળ પરન્તુ, તે પછી જ્યારે રાજકારણમાં ગાંધીજી આવ્યા ત્યારે, આખા દેશ ઉપર ગાંધીજીની જાદુઈ અસર ફરી વળીઃ તેમાંથી ટંડનજી પણ મુક્ત નહોતા. મહાત્માજીની અનેક શિષ્યપરંપરામાં ટંડનજી પણ જોડાયા. આ રીતે ટંડનબાબુનું ઘડતર એટલે મહાત્માજી તથા માલવીયાજી એ બન્નેનો શુભ સમન્વય.

## ૧૨. ટંડનજી અને જવાહર

**શ્રી** ટંડનજી નાશિક કોંગ્રેસના પ્રમુખપદે ચૂંટાયા પછી, અને જવાહરલાલે ટંડનજીની ચૂંટણી પછી પોતાના અને ટંડનજીનાં સૈદ્ધાંતિક મતભેદ વિષે લંબાણપૂર્વક નિવેદનો પ્રગટ કર્યાં પછી, અને ત્યારબાદ ટંડનજીએ જવાહરલાલના કોંગ્રેસ કારોબારી સમિતિના સભ્યપદેથી રાજીનામું આપવાને કારણે પોતે કોંગ્રેસના પ્રમુખપદનું સ્વેચ્છાએ રાજીનામું આપ્યું ત્યાં સુધી,. અને તે પછી આજે પણ સારા દેશમાં રાજર્ષિ ટંડન અને પં. જવાહરલાલજીનાં નામો દરેકની જીભે રમી રહ્યાં છે. એ બન્નેનાં પનોતાં નામો સર્વત્ર સાથે જ ઉચ્ચારાય છે, તે એ બન્નેના સામ્ય માટે નહિ, પરન્તુ વૈષમ્ય માટે. એમની વચ્ચે જે મોટી અભેદ્ય દિવાલ ઊભી થઈ છે, તેને લીધે સૌ એમને સ્મરે છે. બન્ને સ્વતંત્ર ભારતના મહારથિઓ છે. કુરબાનીમાં, સ્વાતંત્ર્ય પ્રેમમાં, ત્યાગમાં, સેવામાં અને ચારિત્ર્યમાં બન્ને અજોડ છે. ટંડનજીએ રાષ્ટ્રપતિ તરીકે અને જવાહરલાલજીએ મુખ્યપ્રધાન તરીકે હિન્દની પ્રતિષ્ઠાને ખૂબ વધારી છે. હિન્દ આ બન્ને મહાપુરુષોથી આજે ઉજળું છે.

જવાહરલાલજી અને ટંડનજી બન્નેનો કોંગ્રેસ સાથે આજ વર્ષોનો સંબંધ છે. કોંગ્રેસના ઘડતરમાં બન્નેનો અત્યંત મહત્ત્વનો ફાળો છે. આ બન્ને મહાપુરુષોએ રાષ્ટ્રના ધોરણને ઉન્નત બનાવવા જે સ્વ.ર્પણ કર્યું છે, બન્નેએ પોતપોતાનાં મંતવ્યો પ્રત્યે, પોતાના સિદ્ધાંતો પ્રત્યે જે વફાદારી ને નેકી દર્શાવી છે, એથી બન્નેની પ્રતિષ્ઠા દેશમાં છે. બન્નેનાં નામ ઉપર અને વચન ઉપર આજે અનેક લોકો પોતાનો જાન આપવા તૈયાર છે.

આ બન્ને રાષ્ટ્રના મહાપુરુષો, એક બીજાની સાથે રહીને, કામ કેમ નહિ કરી શકતા હોય? બન્નેનું એક જ ધ્યેય હોય, તો પછી આવો અમેળ શા માટે? આટલાં મન ઊંચાં શા માટે? આટઆટલું ઘર્ષણ શાને? બન્ને કોંગ્રેસની પ્રતિષ્ઠા વધે એમ ઈચ્છે છે: બન્ને કોંગ્રેસનું પતન થઈ રહ્યું છે, તેનો સ્વીકાર કરે છે: બન્ને લાંચરૂશ્વત, અપ્રામાણિકતા, કાળાબજાર, કોંગ્રેસમાં સત્તાલોભ, નીતિનો અભાવ, સ્વાર્થ વગેરે વધી પડ્યાં છે, અને દેશ તથા કોંગ્રેસ પાયમાલ થઈ રહ્યાં છે એમ નિશ્ચયપૂર્વક માને છે: એથી બન્નેના હૃદયમાં પારાવાર દુઃખ થાય છે. બન્ને એની જડમૂળથી નાબૂદી થાય એમ ઈચ્છે છે, અને એને માટે સતત પ્રયત્ન પણ કરે છે: પરન્તુ, આમ છતાં, 'બન્ને વચ્ચે મેળ' ન ખાધો, બન્ને સાથે રહીને કામ ન કરી શકયા, એ હકીકત છે! તો એમ શા માટે થયું? આ બન્ને મહાન દેશભક્તો વચ્ચે એવી તે કેવી આંટી પડી ગઈ, કે બન્નેને ઘર્ષણમાં આવવું પડ્યું? એ માટે એ બન્નેના જીવનનાં દષ્ટિકોણો, બન્નેની કાર્યપદ્ધતિ વચ્ચેનો તફાવત સમજી લેવાની જરૂર છે.

શ્રી. ટંડનબાબુ એમનો દેખાવ જોતાં આપણને પ્રાચીન ઋષિની યાદ આપે છે. એ એમની ભવ્ય દાઢી, એમનો ઋષિ જેવો સાદો પહેરવેશ, સસ્કૃતમય ભાષા, એમના સાત્ત્વિક વૃત્તિઓ, જાણે કોઈ પૌરાણિક આ યુગમાં ભૂલો પડયો હોય! ટંડનજી આપણી પ્રાચીન સંસ્કૃતિનું, હિન્દુ સંસ્કૃતિનું પ્રતીક હોય એમ લાગે છે.

જ્યારે જવાહર બધી દૃષ્ટિએ, કોઈ યુરોપીય મહાપુરુષે, હિન્દને પોતાનો દેશ બનાવ્યો હોય, તેથી જે બધી રીતે હિન્દી હોવા છતાં, પેલા જૂના સંસ્કારો એનાથી ભીસરાતા ન હોય, એની અસર રહી ગઈ હોય, અને તેથી, યુરોપીય પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આપણી સસ્કૃતિ એ બે વચ્ચે જે સતત ઘર્ષણ ચાલે, તેનું પ્રતીક છે.

આ રીતે દેશને માટે, પ્રબળ તમન્ના હોવા છતાં, એ બે વચ્ચે જે ફેર છે તે આસમાન જમીન જેટલો છે. ટંડનજીની મૂડી સ્વાયત્ત એમની પોતાની મહત્તા પોતે કમાયલી છે, જ્યારે, જવાહરની મૂડી, સ્વાયત્ત છતાં પિતૃદત્ત પણ ખરી. તેઓ માટે ભૂમિકા તૈયાર હતી, જ્યારે ટંડનબાબુએ તો એ જાતે તૈયાર કરી હતી.

ટંડનબાબુ એ અણખેડ અને અવાવરુ જમીનમાં પેદા થયેલું વૃક્ષ છે; જ્યારે જવાહરલાલ તો ખેડીને, હળ ફેરવીને મુલાયમ બનેલી, પાણીથી સીંચાયલી જમીનનું ફળ છે. આ કારણથી બન્નેના સ્વભાવમાં પણ ફેર પડયો છે. ટંડનજી સામાન્ય ગરીબ દશામાં જન્મ્યા છે. નાનપણમાં એમણે અનેક મુશીબતો વેઠીને, પોતાના દિવસો પસાર

કર્યો છે: એમણે દુઃખે, કષ્ટે, આર્થિક તંગીમાં પોતાનો અભ્યાસ વધાર્યો છે. એમણે દુઃખ જોયું છે, એટલે બીજાના દૃષ્ટિબિન્દુને તેઓ સમજી શકે છે. તેઓ પરલક્ષી દૃષ્ટિ કેળવી શક્યા છે, પરન્તુ જવાહર સમૃદ્ધિની છોળમાં ઉછરેલા હોવાથી, એમણે નાનપણમાં સુખ જ જોયું હોવાથી, એમનામાં સાધારણ રીતે સહિષ્ણુતા આવી નથી. તેઓ પોતાના વિરોધીઓને સહી શકતા નથી, મતભેદો બરદાસ્ત કરી શકતા નથી, અને એથી એમના જીવનમાં વારંવાર સંઘર્ષો ઊભા થયા કરે છે. આથી જ, જવાહરને કોઈપણ સંજોગોમાં અનુકૂળતા કરી આપવા ટંડનબાબુ તૈયાર હતા. નાશિક, અમદાવાદ કે બેંગલોરમાં ટંડનબાબુએ ધાર્યું હોત, તો જવાહરનો સખ્ત સામનો કરી શકત, ધાર્યું હોત તો, જવાહરવિરુદ્ધ દેશવ્યાપી પ્રચાર કરત. એ જો ધારત તો પહેલવહેલા જ જવાહરને પોતાની કારોબારીમાં આવવા સમજાવત જ નહિ. પરન્તુ, એમણે ક્યાંય જવાહરની વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. નથી ક્યાંય ત્રાગું કર્યું, નથી એમણે જરાય ઉકેરાટ દર્શાવ્યો. જ્યારે જવાહરે તો ટંડનજીનો વિરોધ, ટંડનજીની ચૂંટણી થઈ કે તરત જ કરવા માંડેલો. એમની જોડેનો વિરોધ જાહેર નિવેદનો દ્વારા પ્રગટ કરેલો. ટંડનજીએ તો માત્ર પોતાની વિરુદ્ધ કંઈ નિવેદન પ્રગટ થયું હોય તો, એનો અત્યંત સંયમિત રીતે, ઉદારતાથી જવાબ વાળ્યો છે.

એમની નીતિ બચાવ કરવાની છે, જવાહરની જેમ આક્રમક નથી, પણ સંરક્ષાત્મક છે. આથી જવાહરમાં

આપણે અનેક નિવેદનો જોઈએ છીએ, ટંડનબાબુનું એક પણ નથી. એમણે દરેક વખતે, નાશિક અમદાવાદ, બેંગલોર અને દિલ્હી બધે સ્થળે, જવાહરને છૂટો દોર આપ્યો છે, એમ કહીએ તો ચાલે. એમણે, જવાહરની વિરુદ્ધ ન તો દલબંધી કરી, ન તો પક્ષ સ્થાપ્યો, ન તો કશું ભાષણ કર્યું. જ્યારે જવાહરની નીતિ આક્રમક છે. એમના સ્વભાવથી જ તેઓ વિરોધ સહી શકતા નથી. સ્વભાવમાં, દ્રવ્યની છોળમાં ઉછરેલા માણસોમાં જે જાતની અસહિષ્ણુતા હોય છે, વિરોધીઓ પ્રત્યેની અનુદારતા હોય છે, તે જન્મથી આવી. અને તેમાં પાશ્ચાત્ય સંસ્કારોનો ઓપ ચઢયો, પછી પૂછવું શું? આ કારણથી મધ્યમમાર્ગ સ્વીકારવામાં એ માનતા નથી. એ તો છેડે જઈને જ બેસે. ટંડનજી જોડે એમને નથી ફાવતું, એટલે ન જ ફાવવાનું. એમને તેઓ ઉદારતાથી જોઈ જ શકવાના નહિ. એમની પરીક્ષા પોતાના પૂર્વગ્રહોથી જ કરવાના. ટંડનજી પૂર્વગ્રહ કે પક્ષપાત વિના કોઈ પણ વ્યક્તિને તટસ્થતાથી નીરખી શકે છે, અને, એની દૃષ્ટિને સમજવા પ્રયત્ન કરે છે પણ જવાહરમાં એ શકય જ નથી.

પ્રમુખપદનો ત્યાગ કરવા છતાં પં. જવાહરે એમને નવી કારોબારીમાં આમંત્રણ આપ્યું, તો ટંડનબાબુએ લેશ પણ કચવાટ વગર હા પાડી. તેઓ સેવામાં પોતાની જાતને આડી લાવતા નથી! આટલો મતભેદ હોવા છતાં તેઓ પં. જવાહરનું સ્થાન પિછાણે છે. એટલે તેમણે કહ્યું હતું કે જો જવાહર કોંગ્રેસના અધ્યક્ષ બને તો રાજીનામું આપવા હું

તૈયાર છું. તેઓ જવાહરને શત્રુના પ્રતીક માને છે.

એટલે આપણે સ્વાભાવિક દૃષ્ટિએ વિચારીએ તો, એવાં કયાં તત્ત્વો છે, કે જેની ભિન્નતાને પરિણામે, ટંડનબાબુ અને જવાહર વચ્ચે આમ તંગદિલી આવી ગઈ.

ટંડનજી માને છે, કે સરકારમાં લાંચરૂશ્વત હદ પાર વિનાની છે. સરકારી નોકરોમાં જે અપ્રામાણિકતા આવી છે, દેશનું દ્રવ્ય વેડફવાની જે નિરંકુશ વૃત્તિ જન્મી છે, જે ગુનાહિત બેદરકારી, બિનકાબેલિયત વગેરે છે, તે તત્કાળ નાબૂદ થવાં જોઈએ. જ્યારે જવાહર તો સરકારી નોકરોનો બચાવ કરે છે, એટલું જ નહિ, પણ એમને છાવરવાનો પ્રયત્ન કરે છેઃ અને લાંચરૂશ્વતની બદી ટીકાકારોના મગજમાં છે એવી વાતો કરે છે. ટંડનજી કહે છે કે સરકારી નોકરોમાં ચાલતી લાંચરૂશ્વતની બદીથી કોંગ્રેસની બેઈજ્જતી થાય છે કોંગ્રેસની પ્રતિષ્ઠા જોખમાય છે જ્યારે જવાહર પણ માને છે, કે કોંગ્રેસની પ્રતિષ્ઠા અને ઈજ્જત ભયમાં છેઃ પણ તે બિનજવાબદાર ટીકા કરનારા કોંગ્રેસીઓને લીધે જ, સરકારી નોકરોને લીધે નહિ. ઊલટા, તેઓ તો તક મળતાં, સરકારી નોકરોની તારીફ કરે છે. એમની પ્રામાણિકતા માટે, અને કાર્યનિષ્ઠા માટે એમને વારંવાર થાબડે છે.

જવાહર કે ટંડન બેમાંથી એક પણ, એમ તો નથી માનતા કે, પાકીસ્તાન સામે લડાઈ કરવી જોઈએ. પરન્તુ, ટંડનબાબુ એમ અવશ્ય માને છે, કે આપણું પાકીસ્તાન પ્રત્યેનું વલણ વધારે સખ્ત હોવું જોઈએ. એઓ માને છે,

કે આપણે પાકીસ્તાનને, આ સંજોગોમાં કોલસા વગેરે સાધનોની મદદ ન કરવી જોઈએઃ કાશ્મીરના પ્રશ્નને સલામતી સમિતિમાંથી પાછો ખેંચી લેવો જોઈએ. ટંડનબાબુ માને છે, કે આપણે જેટલા સખ્ત બનીશું, તેટલું પાકીસ્તાન આપણને નમતું આપશે.

જવાહરલાલ એ દષ્ટિએ, ગાંધીજીની બૂરા સામે પણ ભલા રહેવું, એ નીતિમાં માને છેઃ એથી પાકીસ્તાન જેવો ગંદો પ્રચાર કરે છે, તેવો પ્રચાર આપણાથી ન જ થાય ટંડનબાબુ પણ આપણા બિનમજહબી રાજ્યના આદર્શમાં તો માને છે, પણ બિનમજહબીનો અર્થ એવો ન હોવો જોઈએ, કે આપણે નિર્બળ બનીને બેસી રહેવું જોઈએ. ટંડનબાબુ "જૈસે કુ તૈસા"ની નીતિમાં માને છે. આ કારણથી કાશ્મીરના પ્રશ્નમાં, નહેરોના પ્રશ્નમાં, નિરાશ્રિતોની મિલકતના પ્રશ્નમાં જવાહરની સરકારે જે ઢીલી વલણ અખત્યાર કરી છે, તે એમને ગમતી નથી. ટંડનબાબુ જ્યારે પાકીસ્તાનની રચના થઈ, ત્યારે એનો સખ્ત વિરોધ કરનારામાંના હતા. તેઓ પાકીસ્તાનના મૂળભૂત સિદ્ધાંતની જ વિરુદ્ધ છે. અને એથી જ એઓ માને છે, કે આપણે પાકીસ્તાનની જોડે સખ્ત હાથે કામ લેવું જોઈએ.

વિદેશનીતિની બાબતમાં જવાહર તથા ટંડનબાબુ વચ્ચે મોટો મતભેદ છે. ટંડનબાબુએ એમના નાશિક કોંગ્રેસના પ્રમુખ તરીકેના ભાષણમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છેઃ "હિન્દ ઝાઝો વખત સુધી એની વિદેશનીતિમાં તટસ્થ રહે એ ઈષ્ટ નથી. આખરે તો એણે એક પણ જૂથમાં જોડાવવું જ પડશે." શ્રી. ટંડનબાબુ માને છે, કે અમેરિકા-

બ્રિટનના જૂથ જોડે જોડાવું એ ભારતને માટે હિતાવહ છે. જવાહર તટસ્થ વિદેશનીતિમાં માને છે. કારણ કે અમેરિકા-બ્રિટન જૂથ એ લોકશાહી રસમને અનુસરતું નથી એવી એમની દૃઢ પ્રતીતિ છે. ચીન પ્રત્યેની એની નીતિ, કોરિયામાં અમેરિકાએ લીધેલું વલણ વગેરે અમેરિકાની બિનલોકશાહી નીતિના પુરાવા છે. બીજી બાજુ રશિયાની આક્રમણનીતિ, ભાંગફોડ ને હિંસક પ્રવૃત્તિઓ પણ એમને પસંદ નથી. તેઓ માને છે, કે એની વિદેશનીતિથી જ હિન્દે આંતરરાષ્ટ્રીય માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. જવાહર માને છે, કે જો આપણે અમેરિકા બ્રિટનના કહેવાતા લોકશાહી જૂથ જોડે જોડાઈએ, તો આપણી સ્થિતિ સિલોન જેવી બની જાય. ટંડનબાબુની દૃષ્ટિ જુદી છે. હિન્દના આર્થિક, ઔદ્યોગિક વિકાસ માટે, એની અનાજતંગીને પહોંચી વળવા માટે, એના પાકીસ્તાન જોડેના સંબંધમાં પણ, બ્રિટન અમેરિકાના સાથથી પાકીસ્તાન અંકુશમાં રહેઃ એ બધા લાભની દૃષ્ટિએ વિચારતાં ટંડનબાબુ અમેરિકા બ્રિટન જૂથની તરફદારી કરે છે.

રાષ્ટ્રભાષા વિષે પણ જવાહર અને ટંડન વચ્ચે તીવ્ર મતભેદ છે. ટંડનબાબુ માને છે, કે આપણી રાષ્ટ્રભાષા એ સંસ્કૃતમય હિન્દી હોવી જોઈએ, જ્યારે જવાહર ગાંધીજીને અનુસરે છેઃ અને હિન્દી ઉર્દૂ બન્નેના મિશ્રણવાળી હિન્દુસ્તાનીની તરફેણ કરે છે. આ બન્નેના દૃષ્ટિબિન્દુના વિરોધને પરિણામે આપણે માથે પંદર વર્ષ સુધી અંગ્રેજી ચોંટયું.

હિન્દના બિનમજહબી રાજ્ય જોડે સંસ્કૃતમય હિન્દીની ભાવના સુસંગત નથી એમ શ્રી. જવાહર માને છે. ટંડનબાબુનું મંતવ્ય છે, કે, મુસ્લિમોને તો ઉર્દૂને ખિલવવાને પાકીસ્તાન મળ્યુ છે. પાકીસ્તાનની ભાષા જો ઉર્દૂ હોય, તો, સ્વાભાવિક રીતે આપણી ભાષા હિન્દી હોવી જોઈએ. ઉર્દૂનું મૂળ અરબી, ફારસી છે, જ્યારે હિન્દીનું મૂળ સંસ્કૃત છે. જવાહર માને છે, કે, હિન્દીનો પ્રચાર ધીમે ધીમે થવો જોઇએ, ત્યારે ટંડનબાબુ માને છે કે આપણા સ્વતંત્રતાના દરજ્જા પ્રમાણે આપણી પોતાની જ ભાષા આપણે તત્કાળ અમલમાં મૂકવી જોઈએ.

ટંડનજી માને છે, કે, ગૌવધનો નિષેધ આપણા રાજ્યે કરવો જોઈએ. એઓ કહે છે, કે, આ તેઓ માત્ર ધાર્મિક લાગણીને અનુસરીને સૂચન કરતા નથી, પરન્તુ, પશુપાલન અને પશુસંપત્તિની વૃદ્ધિ એ તો કોઈ પણ રાજ્યની નૈતિક તથા ધાર્મિક ફરજ છે. આપણી પશુસંપત્તિનો નાશ કરવો આપણને આર્થિક દૃષ્ટિએ પણ પાલવે એમ નથી. આ કારણે ગાય કે જે ખેતીને માટે આપણને બળદ આપે છે, જે દૂધ આપે છે. તેનો વધ એ રાષ્ટ્રીય ગુનો છે; જ્યારે, પંડિતજી માને છે, કે ગૌવધ, મુસ્લિમો પોતાની રાજીખુશીથી ન કરે એ જૂદી વાત છે. પરન્તુ, બિનમજહબી રાજ્યમાં કોઈને એનો રાજ્ય દ્વારા પ્રતિબંધ ન થઈ શકે, ગૌવધ નિષેધવો હોય તો આપણા રાજ્યનું ધ્યેય, બંધારણ, નીતિ એ સર્વે બદલવાં જોઈએ.

ગયે વર્ષે દિલ્હીમાં અખિલ ભારત નિર્વાસિત પરિષદ્

ભરાઈ ત્યારે ટંડનબાબુ એના પ્રમુખપદે હતા. એ વખતે, પોતાના ભાષણમાં, અને પછી પણ, ટંડનબાબુએ વારંવાર જાહેર કર્યું છે, કે આપણો નિર્વાસિતોની પુનર્રચનાનો પ્રશ્ન એટલો ગંજાવર છે, કે, સરકાર તરફથી ગમે એટલા પ્રયત્નો થાય, તો પણ એ પ્રશ્નને પહોંચી ન જ વળાય. એ માટે એ જરૂરી છે કે સરકારે નિર્વાસિતોની પુનર્રચના માટે, ખાસ કર રાખવો. જેથી દરેક નાગરિક જે નિર્વાસિત પ્રત્યેની પોતાની ફરજ ન સમજતો હોય તેની પાસે ફરજિયાત પૈસા કઢાવી, નિર્વાસિતોનો પ્રશ્ન સરકાર છોડાવે. જો કે, ટંડનબાબુની વાત સાચી છે, કારણ હિન્દમાં અત્યારે, લગભગ ૮૦ લાખ જેટલા નિરાશ્રિતો છે. એ લોકોની પુનર્રચના કરી, એ લોકો પોતાનો ગુજારો આબરૂભેર કરી શકે તેવી જોગવાઈ કરવી, એ કોઈ પણ સરકારના હાથની બહાર છે. એ માટે અબજો રૂપિયા જોઈએ, જે સરકાર ક્યાંથી કાઢે ? પરન્તુ જવાહર માને છે, કે, સરકાર નિર્દોષ માણસો ઉપર એમ કર નાંખી શકે નહિ બીજું, નિર્વાસિત કર નાંખવાથી સરકાર લોકોમાં અળખામણી થઈ પડે. નિર્વાસિતોને તો એથી પણ પૂરો સંતોષ ન આપી શકાય, ને ઉલટો બિનનિર્વાસિતોનો રોષ વહોરવા જેવું થાય. એટલે ટંડનજીની એ સૂચના પંડિતજીને અવ્યવહારુ લાગી હતી, તેથી એનો અમલ એમણે કર્યો નહિ.

ટંડનબાબુ ભાષાવાર પ્રાંતની તરફેણમાં છે. હિન્દ આવો મોટો દેશ છે, તો એના રાજ્યની સગવડ ખાતર ભાગલા તો પાડવા જ જોઈએ. અને એ ભાગલા માટે સારામાં

સારું ધોરણ ભાષાનું છે. બીજું, કૉંગ્રેસે તો વર્ષો પહેલાં ભાષાવાર પ્રાંતરચનાની તરફેણમાં પોતાનો મત આપ્યો છે. તો પછી, આજે કૉંગ્રેસની પોતાની હકૂમત સ્થપાય ત્યારે પોતાના જૂના ઠરાવોને, પોતાના સિદ્ધાંતોને કૉંગ્રેસ વીસરે, એ ઇષ્ટ નથી. જવાહર ભાષાવાર પ્રાંતરચનાની વિરુદ્ધ એટલા માટે છે, કે. ભાષાવાર પ્રાંતરચના થતાં એક બીજા પ્રાંત વચ્ચેની ઈર્ષ્યા અને અંતર વધશે. ભાષાવાર પ્રાંતરચના કરવા જતાં પ્રાંતિ પોતાનો સરકારી ઑફિસો, પ્રધાનમંડળો વગેરેનો નવો બોજો ઉપાડી નહિ શકે. અને તે ઉપરાંત, ભાષાવાર પ્રાંતરચના માટે, આ સમય નથી. હિન્દ એકવાર ઠરી ઠામ થાય, તે પછી આ પ્રશ્નો હાથમાં લેવાય. હમણાં આ પ્રશ્નને હાથમાં લેવો, એ પ્રાંતીયતાની સંકુચિત ભાવનાને પોષવા જેવું છે.

ટંડનજી માને છે, કે સરકારની અંકુશનીતિને લીધે, કાળાંબજાર પોષાય છે. લાંચરૂશ્વત વધે છે અને દેશ અનાજની બાબતમાં સ્વાયત્ત બનવા પ્રયત્ન કરે નહિ વળી, અંકુશનીતિને લીધે ખેડૂતોને બાંધેલે ભાવે અનાજ વેચવું પડે, અને એથી વધુ અનાજ ઉગાડવાની એમની ઈચ્છા ન થાય, એ ઉપરાંત સરકારને અંકુશોને લીધે ગંજાવર ખર્ચો રાખવો પડે. આ કારણથી ટંડનબાબુએ એમના અનેક ભાષણોમાં અંકુશનીતિનો વિરોધ કર્યો છે. અને તેઓ પ્રબળપણે માને છે, કે અંકુશનીતિ કાઢવાથી જ આપણી અન્નપરિસ્થિતિ સુધરશે. જ્યારે જવાહરલાલ તો અંકુશમાં માને છેઃ કારણ કે જે વસ્તુની અછત હોય, તેનો લાભ વેપારીઓ ઉઠાવે છેઃ એટલે મોંઘવારી વધે, વેપારીઓ ગોં

માંગ્યા પૈસા માગે, ને એ રીતે ગરીબો અન્ન વિના રહે. જ્યાં સુધી અછત રહે, ત્યાં સુધી અંકુશ અનિવાર્ય છે. જવાહર અને ટંડનબાબુ વચ્ચેના સંઘર્ષણનું અંકુશનીતિ પણ એક કારણ છે.

ટંડનજી ભારતીય સંસ્કૃતિમાં માને છે, જ્યારે જવાહરલાલજી તો પાશ્ચાત્ય સંસ્કૃતિના સારા અંશો પણ આપણે અપનાવવા જોઈએ એમ કહે છે. એકની દષ્ટિ ભૂતકાલીન ગૌરવ તરફ છે, બીજા ભાવિ તરફ મીટ માંડી બેઠા છે.

આ રીતે, જવાહર અને ટંડનજી બન્ને વિરોધી લાગે એવી વિચારસરણીના પ્રતીકો છે. બન્નેના રસ્તા જુદા છે, જો કે, બન્નેનું ધ્યેય તો એક જ છે, અને તે માતૃભૂમિની સેવા વર્તમાન પરિસ્થિતિથી બન્ને અસંતુષ્ટ છે. બન્નેના દિલમાં નવી દુનિયા રચવાની તાલાવેલી અને તમન્ના છે, ધગશ છે, ઉત્સાહ છે. આશાવાદ છે, પણ એ દુનિયા ટંડનજીને મતે ભારતીય સંસ્કૃતિના વર્ચસ્વવાળી હશે, જ્યારે જવાહરને મને પૂર્વપશ્ચિમના સમન્વયમાંથી સર્જેલી હશે.

એ દષ્ટિએ વિચારતાં ટંડનજી અને જવાહર એટલે પૂર્વ અને પશ્ચિમ. બીજી દષ્ટિએ કહીએ તો એમની વચ્ચેનો ફેર એ ભારત અને હિન્દ અથવા હિન્દુસ્તાન વચ્ચેનો તફાવત છે. બન્નેનાં વ્યક્તિત્વ અનોખાં છે. એ બેની વચ્ચે સામાન્ય હિન્દીની સ્થિતિ તો :

"ગુરુ ઔ ગોવિન્દ દોનોં ખડે, કિસકો લાગું પાય!" જેવી થઈ પડે છે.

## ૧૩. ટંડનબાબુનું વ્યક્તિત્વ

શ્રી. ટંડનબાબુને જોતાં આપણને પ્રાચીન આર્યાવર્તના મહર્ષિઓનું સ્મરણ થાય. એ લાંબી હંસના જેવી શ્વેત દાઢી, એમની સાદાઈ, એમની મુખ પરની તેજસ્વિતા, એમની વાક્‌માધુરી, એમની અનુપમ ગંભીરતા, એ બધું આપણને આ ભૂમિ પરથી કોઈ બીજી જ ભૂમિમાં લઈ જાય છે. એ આપણને લઈ જાય છે, એ ગંગાને તટે, જ્યાં ભગીરથે તપશ્ચર્યા આદરીને એના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો અને સ્વર્ગની વિભૂતિને જેણે આ ભૂમિ પર ઉતારી હતી એ જ આદર્શ—સ્વર્ગને આ ભૂમિ પર ઉતારીને, આપણી ભારતભૂમિને 'સ્વર્ગાદપિ ગરિયસી' બનાવવાનો આદર્શ—ટંડનબાબુનો પણ છે.

ટંડનબાબુ અત્યંત સાદા, શીલવાન પુરુષ છે. એમનો પહેરવેશ તદ્દન સાદો છે. ગરમીના દિવસોમાં ધોતિયું તથા કફની, તથા ઠંડીના દિવસોમાં ધોતિયું ને અચકન. ખૂબ ઠંડીમાં તેઓ પાયજામાનો ઉપયોગ કરે છે. પગમાં કપડાના

–શણના જોડા પહેરે છે. એમનાં ચપલ હરિજન આશ્રમ દિલ્હીમાં ખાસ બનાવાય છે.

એમનાં કપડાં સાદાં તેમ એમનું ભોજન પણ સાવ સાદું હોય છે. તેમના ભોજનમાં એઓ મસાલા, ઘી વગેરે કશું ખાતા નથી. એમના ભોજનમાં બાફેલાં શાકભાજી હોય. તેઓ ઘણા વર્ષથી મીઠું પણ ખાતા નથી. ૧૯૩૦ના નમક સત્યાગ્રહની પહેલાં એમણે મીઠાંનો ત્યાગ કરેલો. દાળ, શાક ભાજી, એઓ મીઠાં વગર જ ખાય છે. પણ એઓ ઘણા સ્થિતિસ્થાપક છે. કોઈ ઠેકાણે એમનો યજમાન એમની ટેવોથી અણજાણ હોય ને એમને માટે મીઠાની રસોઈ બનાવી હોય, તો એ રસોઈ ન જ ખાવાનો દુરાગ્રહ તેઓ કરતા નથી. એઓ મીઠાનું અને વગર મીઠાનું બન્ને પ્રકારનાં ભોજન રુચિપૂર્વક લઈ શકે છે. ખાંડને બદલે મુખ્યત્વે તેઓ ગોળ જ ખાય છે. કાકડી, ટામેટાં, મૂળા, ગાજર જેવાં કાચાં ખાઈ શકાય તેવા તત્ત્વો તેઓ કાચાં જ ખાય છે. એને બાફવાનું તેઓ જરાય પસંદ કરતા નથી. એમના ભોજનમાં ભીંજવેલા ચણા, વટાણા અથવા ભીંજવેલા ઘઉં ખાસ કરીને હોય. આ ભોજન પર તો તેઓ બહુ આનંદથી રહી શકે છે. ભોજનમાં પણ તેઓ ગાંધીજીની જેમ જાતજાતના પ્રયોગો કર્યા કરે છે. ૧૯૩૦ની આસપાસ એમણે એક નવો પ્રયોગ આદર્યો હતો. ઘઉંની રોટલી તેઓ ફક્ત તડકામાં શેકીને જ ખાતા હતા. એ કુદરતી ઉપચારનો એમનો પ્રયોગ હતો. પાણીમાં લોટ ખૂબ ભીંજવીને, પછી એને બરાબર મસળીને, એની રોટી બનાવી, એને તડકે શેકવા મૂકે. એ નદ્દન સફાઈ

-જાય એટલે ખાતા. આ પ્રયોગ ઘણો વખત ચાલ્યો. પણ પછી જેલવાસ થવાથી એ પ્રયોગ એમને છોડવો પડ્યો. તેઓ દિવસના દિવસો સુધી ફક્ત ફળો ખાઈને જ ગુજારો કરે છે. ફળ ખાવામાં પણ જાતજાતના પ્રયોગો કરે છે. ઉપરની છાલ કાઢી, એને સુકાવા દે, વળી પાછી એની છાલ કાઢે, ને, એમ છીલકા કાઢીને ફળ ખાય.

તેઓ બહારથી કઠોર લાગે પરન્તુ એમનો સ્વભાવ ઘણો જ કોમળ છે. એમનું હૈયું મીણનું છે. તેઓ ખૂબ લાગણીવિવશ છે, અને લાગણીવિવશ હોવાથી જ, અલાહાબાદમાં ૧૯૪૮ માં કોંગ્રેસવાદીઓની સભા સમક્ષ પ્રવચન કરતાં, કોંગ્રેસમાં જે સડો પેઠો છે અને કોંગ્રેસવાદીઓનું જે નૈતિક અધઃપતન થયું છે, તેની વાતો કરતાં, તેઓ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા હતા ગમે તે વ્યક્તિ ગમે તે સમયે એમની પાસે જઈ શકે છે. બધાની વાત તેઓ બહુ સહાનુભૂતિપૂર્વક સાંભળે છે, અને પોતાનાથી જે થઈ શકે તે બધીય મદદ કરે છે. તેઓ જનતાના લાડીલા બાબુજી છે.

એમનો અંગ્રેજી, હિન્દી, સસ્કૃત તથા ફારસી પર ઘણો અચ્છો કાબુ છે. ઘણાને એ જાણીને નવાઈ લાગશે, કે ઉર્દૂનો વિરોધ કરનાર, અને સંસ્કૃતમય હિન્દીનો પક્ષ કરનાર ટંડનજી ફારસીના પણ જાણકાર છે, માત્ર જાણકાર જ નહિ પણ નિષ્ણાત છે. ફારસીનાં કેટલાંય પુસ્તકો એમણે વારંવાર વાંચ્યાં છે. આપણી ભારતીય સંસ્કૃતિના તેઓ એક બેનમૂન પ્રતીક છે. તેઓ બહુ જબરા સિદ્ધાંતવાદી છે, પ્રાણને ભોગે પણ સિદ્ધાંતોને વળગી

રહેવું જોઈએ એમ માને છે. એ કારણે તો એમને ઘણાને નારાજ કરવા પડયા છે. ગાંધીજી જોડે પણ આ સિદ્ધાંતને લીધે જ એમને મતભેદ પડયો, અને એને લીધે તો એમને કોમવાદી કહીને, અમુક વર્ગે એમની નાલેશી કરવા માંડી. દૃઢ સિદ્ધાંતોને વળગી ન રહ્યા હોત તો, એમને ક્યારનીય કોંગ્રેસની ગાદી મળી હોત, અને ઉત્તરપ્રદેશનું વડું પ્રધાનપદ તો એમને ૧૯૩૭ માં જ મળ્યું હોત. કારણ એ વખતે શ્રી ગોવિંદવલ્લભ પંતનું નામ સૂચવનાર તેઓ જ હતા. એમણે તો માત્ર પોતાની ઈચ્છા જ વ્યક્ત કરવાની હતી.

એમને ત્યાં આવતા બધા અતિથિઓના સ્વાગતનો ભાર તેઓ પોતે જ રાખે છે. ગમે તેવો સાધારણ માણસ હોય. પણ તેનું પૂરેપૂરું શાનદાર સ્વાગત તેઓ કરે છે. અને તેની ઝીણામાં ઝીણી જરૂરિયાતોની કાળજી રાખે છે. અને અતિથિ થવું તો એમના જ થવું એવું પ્રત્યેકને એમના વિષે લાગે. એવી એમની આગતાસ્વાગતા હોય છે. એમની ખાવાપીવાની, નાહવાધોવાની, બધી દેખરેખ તેઓ જ રાખે છે.

તેઓ નાનું કામ કરતા હોય કે મોટું, દરેકને સરખું મહત્વનું સમજે છે. એમની સમક્ષ કોઈ પણ કામ નાનું હોતું જ નથી. ઘણીવાર નાના નાના કામને તેઓ મહત્ત્વ આપે છે, તેથી એમના ઘણા મિત્રોને દુઃખ પણ થાય છે, કે શું ટંડનજી જેવા પુરુષની શક્તિ આવાં નાનાં કામોમાં વેડફવા માટે છે?

ટંડનજીની ટપાલ ગમે એટલી મોટી હોય, તો પણ પોતાની બધી ટપાલનો પોતાની જાતે જ ઉત્તર લખવો

એવો એ આગ્રહ સેવે છે. કારણકે એમને એમ છે, કે પત્રનો બીજાની પાસે ઉત્તર અપાવવો, એના કરતાં બહેતર છે કે ઉત્તર ન આપવો સારો. એ કારણથી એમના કોઈ પણ સાથીને પત્રનો ઉત્તર આપવાનું કામ એ સોંપતા નથી. એમને એટલી બધી સંસ્થાઓ જોડે સંબંધ છે, કે ઢગલાબંધ જે પત્રો આવે છે. તે બધાનો ઉત્તર આપવાનું એમને માટે એમની તીવ્ર ઇચ્છા છતાં અસંભવિત થઈ પડે છે. કોંગ્રેસ, હિન્દી સાહિત્ય સંમેલન, સંસ્કૃતિ સંઘ, લોકસેવક મંડળ, લોકસેવક સંઘ, હિન્દની પાર્લામેન્ટ. અખિલ ભારત મહાસભાસમિતિ. હિન્દી વિદ્યાપીઠ. નિરાશ્રિત સંસ્થાઓ, એ બધી સંસ્થાઓ વિષેની જાતજાતની ટપાલ એમને એકલે હાથે સંભાળવા જાય તો ચોવીશ કલાક ઓછા પડે જ ને? એથી તેઓ મહત્ત્વના પત્રના જ કે જે અત્યંત જરૂરી તાકીદના હોય તેનો જ ઉત્તર આપે છે.

એમનો દૈનિક કાર્યક્રમ ઘણો અનિશ્ચિત છે. જો કે એમનો ઊંઘવાનો સમય નિશ્ચિત છે, પરન્તુ ખાવાપીવાનું, સ્નાનાદિ અન્ય નિત્યકર્મોનું કશુ જ નક્કી નથી હોતું કોઈ વાર સવારના છ વાગે નાસ્તો કરે, તો કોઈવાર બપોરે બે વાગે કરે. એનું કારણ એમની જીવનચર્યા ઘણી વ્યસ્ત છે. કયારે શું કામ આવી પડશે એ નક્કી હોતું નથી. એટલે પરમાર્થનાં કામ પહેલાં અને અંગત કામ પછી: એવો એમનો ક્રમ હોય છે.

શિયાળામાં તેઓ સવારે ગોળ, તુળસીનાં પાન, આદુ અને તજ એ બધાને ઉકાળીને એની ચા પીએ છે. દૂધને

ઠેકાણે તેઓ બદામનું દૂધ લે છે. રોજ પચીશ પચીશ બદામ સાંજે ભીજવી રાખી, બીજે દિવસે સવારે એને ઘસી વાટી એનું દૂધ કાઢે છે. ગરમીના દિવસોમાં તેઓ દ્રાક્ષ અને બદામ બન્ને ઘસીને આ પ્રમાણે ખાય છે. એ વખતે બદામની સાથે તુળશીનાં પાન ઘસીને ભેળવી દેવામાં આવે છે.

બહારથી જે જે અખબારો આવે છે, તે બધાં તેઓ વચે છે. દેશના જૂદા જૂદા ભાગોમાંથી લગભગ પીશપચીશ વર્તમાનપત્રો એમની પાસે આવે છે. એ બધાંને તેઓ ધ્યાનપૂર્વક વાંચે છે.

એમનો સ્વભાવ સહેજ ક્રોધી છે. પણ એમના ક્રોધનો ખાસ ગુણ એ છે કે એ ક્ષણજીવી હોય છે. કોઈની પર ગુસ્સે થયા હોય તો તેઓ વરસી ગયા વાદળની જેમ પાંચ મિનિટ પછી તે તદ્દન શાંત હોય, અને જાણે કશું જ ન બન્યું હોય એમ તેઓ એની જોડે ખુશખુશાલ વાતો કરતા હોય. એમની જોડે જ્યારે આપણે વાતો કરતા હોઈએ ત્યારે જાણે આપણને એમ લાગે છે, કે આપણે સત્ય અને સહૃદયતા સાથે વાતો કરી રહ્યા છીએ. આપણા દેશમાં એવા ઘણા થોડા માણસો હશે, કે જે એમના જેટલા પ્રામાણિક અને સાચા હશે.

તેઓ એટલા બધા ઉદાર છે, કે આપણને એમ થઈ જાય કે આ ઉદારતાને ગુણ કહેવો કે અવગુણ? સહનશીલતાનો તો એમને એટલો મહાવરો પડ્યો છે, કે એમને જ્યારે એ કંઈ સહન કરતા હોય ત્યારે એમ લાગે પણ નહિ કે પોતે સહન કરે છે. એઓ સહિષ્ણુતાને એક

લહાણું સમજે છે. તપશ્ચર્યા તો એમના જીવનનું એક તત્ત્વ છે. સંસારમાં રહેવા છતાં, સંસારથી વિરક્ત શી રીતે રહેવાય, અર્જુનગીતામાં કહ્યું છે તેમ 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,' એ શી રીતે બને તે એમણે પોતાની જિંદગીના દૃષ્ટાંત દ્વારા બતાવી આપ્યું છે. તેઓ જ્યારે ઉત્તરપ્રદેશ ધારાસભાના પ્રમુખ હતા, ત્યારે એક અખબારનવેશે એમને માટે કહેલું કે તેઓ 'પગાર લેતા સંન્યાસી અને ઘરમાં રહેતા જોગી' છે. ને ખરેખર મહાત્મા ગાંધીજી રાજકારણમાં જે સંતવૃત્તિ અને અગમ્યતા લાવ્યા છે, તેનો વારસો શ્રી. ટંડનજીએ યોગ્ય રીતે જાળવી રાખ્યો છે. કોંગ્રેસના પ્રમુખ તરીકેનો, કે ઉત્તર પ્રદેશની ધારાસભાના પ્રમુખ તરીકેનો, એમનો હોદ્દો એમના રાજર્ષિપણા આગળ ગૌણ છે.

ગાંધીજી, ટંડનજી, વલ્લભભાઈ એ બધા આપણી ધરતીની જ પેદાશ છે. આપણી ધરતીનું ધાવણ એમણે પૂર્ણાંશે લીધું છે. તેઓ માને છે કે આપણા દેશની આમ જનતામાં જો કામ કરવું હોય તો જનતાના જ રહીને જનતાદ્વારા જ કામ કરવું જોઈએ એથી એમની જિંદગીને એમણે એવી ઘડી છે કે જનતા એમના પર પૂરેપૂરો યકીન રાખી શકે.

તેઓ ક્યારેક ઘણા કડક અને સખ્ત બની જાય છે. એમના કાર્યની વચમાં કોઈ ખલેલ કરે તે એમને બિલકુલ પસંદ નથી. એમની ફરજ બજાવવાની બાબતમાં કોઈ એમને સલાહ આપવા જાય એ એમનાથી સહ્યું જતું નથી. આથી જ નાશિક કોંગ્રેસમાં ઘણાને એમનું વર્તન બિનજરૂરી રીતે કડક છે એમ લાગ્યું. ઘણાને તેઓ બધાને પૂરતી તક આપતા

## ૧૪. એમના જીવન પરથી ઉપજતા વિચારો

ટંડનજીનું વિરલ વ્યક્તિત્વ આપણને અનેક રીતે વિચારતા કરી મૂકે છે. એમની અસાધારણ પ્રામાણિકતા, એમની ગાંધીભક્તિ ને એમનો ગાંધીવિરોધ, દ્વિરાષ્ટ્ર સિદ્ધાંતનો પ્રખર વિરોધ છતાં મુસ્લિમો માટેની હમદર્દી, એમની અમુક સિદ્ધાંતોમાં તો ગાંધીજી કરતા પણ વિશેષ ઉદ્દામનીતિ, જેમ કે દૂધનો સદંતર ત્યાગ, ચામડાંના બૂટનો ત્યાગ, એમનું મહર્ષિપદ, એ બધું વ્યક્તિ પરથી, સમષ્ટિ વિષે આપણી વિચારમાળાને દોરી જાય છે.

એક અકિંચન બાળક, આટલી મોટી પદવીએ, આવી ઇર્ષ્યાસ્પદ ખ્યાતિને કેવી રીતે પામ્યો હશે? તરત જ એમનું જીવન જોઈને કોઈ પણ ઉત્તર આપે કે અલબત્ત ચારિત્ર્યબળથી જ. જીવનમાં માનવી જો ઉચ્ચ ચારિત્ર્ય કેળવે, સદ્‌ગુણોને વિકસાવે, તો એને એની સાત્વિકતાનો બદલો અનેકગણો મળી રહે છે. ટૂંકા ગાળામાં તો નહિ તો લાંબાગાળામાં એનો બદલો ઇશ્વર પૂરતી કસોટી કર્યા પછી જરૂર

આપે છે જ. ટંડનજીએ ગમે તે ભોગે પોતાનું ચારિત્ર્ય ને સચ્ચાઈ જાળવી રાખ્યાં, તો એકવાર હારીને બીજીવાર તો કોંગ્રેસના પ્રમુખપદે એઓ અવશ્ય ચૂંટાયા. આમ સારાં કાર્યો કદીય નિષ્ફળ જતાં નથી, તેનો અચૂક પુરાવો આપણને ટંડનબાબુના જીવન દ્વારા મળી રહે છે.

ટંડનજી એટલે મૂર્તિમાન રાષ્ટ્રભક્તિ. એમણે રાષ્ટ્રની એકતા સાધવા, પોતાના રાષ્ટ્રને ગૌરવવાન બનાવવા, વકીલાતમાંથી આવતી લક્ષ્મીને ઠોકરે મારી, વકીલાત છોડી. હિન્દીના પ્રેમને ખાતર, નાભા રિયાસતના પ્રધાનપદને ફગાવી દીધું અને, ગેરસમજૂતી થવાથી કોમવાદી, હિન્દુ-મહાસભાવાદી, મુસ્લિમોના દુશ્મન એવા આક્ષેપો થવા છતાં, એમણે તો પોતાની જીવનની રાષ્ટ્રીયતા જાળવી રાખી. ટંડનબાબુ ગમે એ થાય, આભ પડે કે પૃથ્વી ફાટે તોયે, પોતાના સિદ્ધાંતો ને પોતાના વિચારોને—દૃઢ મંતવ્યોને—ચુસ્તપણે વળગી રહે છે. હિન્દી ભાષા, પાકીસ્તાન, નિરાશ્રિતો વગેરે સંબંધી એમના વિચારો ખૂબ જ મક્કમ છે. અને એ વિચારો પર જ કોંગ્રેસ પ્રમુખની ચૂંટણી વખતે એમની વિરુદ્ધ સારા પ્રમાણમાં પ્રચાર થયો. પણ આખરે સત્યની જીત થઈ અને અસત્યનો પરાજ્ય થયો. આ રીતે, આપણે ગમે એટલાં સંકટો આવે, ગમે એટલાં વિઘ્નો નડે, તોયે આપણા સિદ્ધાંતો તથા આપણને સાચી લાગે એવી ભાવનાઓ જોડે કદીય સમાધાન ન કરવું જોઈએ, એ પદાર્થપાઠ ટંડનજીનું જીવન આપણને શીખવે છે ટંડનજીનું જીવન એટલે આદર્શનો વ્યવહાર ઉપર વિજય.

ટંડનબાબુ એટલે શુદ્ધિકરણ. જ્યાં જ્યાં તેઓ અપ્રામાણિકતા જુએ, જ્યાં જ્યાં તેઓ કહોવાટ જુએ, ત્યાં ત્યાં. એને તેઓ નિર્મૂળ કરે છે. અને એ નિર્મૂળ કરતાં कार्यं साधयामि वा देहं पातयामि । જેવી જ નીતિ રાખે છે. હમેશાં કાર્ય સધાયું છે, એજ પૂરવાર કરી બતાવ્યું છે. ઉત્તરપ્રદેશની કોંગ્રેસમાં જે વિખવાદ હતો, જે અતંત્રતા હતી, જે ફાટફૂટ હતી તેને સાંધવા માટે, ટંડનજીએ જેટલી મહેનત કરી હશે, એમણે જેટલી શક્તિ ખર્ચી હશે, તેટલી કોઈએ નહિ ખર્ચી હોય. પરિણામે એમના પ્રયત્નો, એમની નિષ્ઠા કામયાબ નીવડી, એમને પૂર્ણ ફતેહ મળી. રાજકીય ધોરણને તેઓ ઊંચે લાવી શકયા.

ટંડનજી એ અર્વાચીન હિન્દની લાક્ષણિક વ્યક્તિ છે. એમને વિષે જે જે કહી મનાય છે કે કહેવાય છે તે તેઓ ન'થી ! તેઓ કોમવાદી કહેવાય છે પણ સત્યતઃ તેઓ કોમીવાદથી પર છે. તેઓ સંકુચિત દષ્ટિબિન્દુવાળા કહેવાય છે, પણ તેઓ સંકુચિત દષ્ટિબિન્દુવાળા નથીઃ એ એમણે એમના નાશિકકોંગ્રેસ વખતના વર્તનથી પૂરવાર કરી આપ્યું છે. તેઓ ભૂતકાળને પાછો વાળવાની પ્રત્યાઘાતી વાતો કરે છે, એમ કહેવાય છે, પરન્તુ, તેઓ તો માત્ર ભૂતકાલીન ગૌરવને લક્ષમાં રાખીને ભારતના નવસર્જનની વાત કરે છે. જો, પશ્ચિમના અધકચરા સિદ્ધાંતોને ન અપનાવવાની વૃત્તિને પ્રત્યાઘાતી નામ આપતું હોય તો એઓ પ્રત્યાઘાતી છે. પશ્ચિમનું આંધળું અનુકરણ કરવાની ગુલામી વૃત્તિને જો પ્રગતિવાદ કે ક્રાંતિવાદ કહેવાતો હોય તો એ દષ્ટિએ તેઓ ક્રાન્તિવાદી નથી, કે પ્રગતિવાદી નથી. તેઓ ભારત અન્ય દેશોનું

અનુકરણ કરે, એમ ઇચ્છતા નથી, પરન્તુ ભારતનું એવું નવવિધાન કરવા ઇચ્છે છે કે જગતના અન્ય દેશો, આખું પશ્ચિમ ભારતનું અનુકરણ કરવા પ્રેરાય, આજ એમનો સાચો રાષ્ટ્રવાદ છે. એ જ હિન્દ વિષેનું એમનું શમણું . સાચું પાડવા, એમની કલ્પનાનું સ્વર્ગ ધરતી પર ઉતારવા તેઓ અખંડ પ્રયાસ કરી રહ્યા છે.

શ્રી. ટંડનજી એટલે નીડર, નિખાલસ અને પોતાના જ આગવા એવા વ્યકિતત્વવાળા પુરુષ. તેઓ આપણા મહાપુરુષોના પૂજક ખરા, પણ જ્યાં એમને ગળે આપણા એ બુઝર્ગોની વાત ન ઊતરે ત્યાં એમનો સખ્ત શબ્દોમાં કાતીલ વિરોધ કરનારા પણ ખરા. તેઓ આંધળી ભકિતમાં, હાજીહામાં નથી માનતા. આથી જ એમણે, એમના રાજકીય ગુરુ માલવીયાજીનો, લખનૌ કરાર વખતે વિરોધ કર્યો, મહાત્માજીનો રાષ્ટ્રભાષા પરત્વે વિરોધ કર્યો અને નિરાશ્રિતો વગેરેના પ્રશ્નમાં જવાહરલાલજી જેવાનો વિરોધ કર્યો. એમને મન કોઈ પણ વ્યકિત અતિમાનવ નથી, કે જે કોઈ દિવસ ભૂલો ન જ કરે. એથી સેવકે તો નેતાઓનાં વચનો ગળણે ગાળીને જ લેવાનાં.

શ્રી. ટંડનજી આપણને એક પુરુષ કેટલી અનેકવિધ અને નિરનિરાળી પ્રવૃત્તિમાં ઝંપલાવી શકે, મનુષ્યનું કાર્યક્ષેત્ર કેવું વ્યાપક હોઈ શકે, અને બધાયમાં માનવી કેટલી સૂક્ષ્મતાથી ધ્યાન આપી શકે તેનું નિદર્શન કરાવે છે. ટંડનજી લખાણ પ્રવૃત્તિ કરે, ગૌસેવાસંઘની પ્રવૃત્તિ સંભાળે, હિન્દી સાહિત્ય સંમેલનનું સંચાલન કરે, બીજી બાજુ ઉત્તરપ્રદેશની કોંગ્રેસ સમિતિનું અધ્યક્ષપદ સંભાળી એનું શુદ્ધિકરણ કરે,

ને કોંગ્રેસનું નૈતિક અધઃપતન અટકાવે. ધર્મસેવા, રાષ્ટ્રસેવા ભાષાની સેવા, એ બધાં ક્ષેત્રો એકી સાથે સંભાળનાર વ્યક્તિ વિરલ જ હોય છે.

તેઓ વકીલાત કરતા હોય તો તેમાં પણ અગ્રણી હોય, ગોસેવા કરે તો એની સંસ્થાનું પ્રમુખપદ એમને સોંપાય. લાલાજીના લોકસેવાસંઘમાં જોડાય, તો તેનું પ્રમુખપદ સંભાળવું પડે, એવી પરિસ્થિતિ નિર્માણ થાય. રાષ્ટ્રભાષાની સેવા કરે, તો હિન્દી સાહિત્ય સંમેલન પ્રમુખપદનો બોજો એમની ઉપર જ નાંખે. રાજકારણમાં પડે, તો કોંગ્રેસનું પ્રમુખપદ એમને સ્વીકારવું પડે એવી પરિસ્થિતિ ઊભી થાય, એ બધું ટંડનજીનું સ્થાન, જે, જે, ક્ષેત્ર એઓ હસ્તગત કરે, તેમાં ટોચ પર આવે છે, તે એમનાં કૌશલ, કુનેહ, શક્તિશાળિતા, જનતાનો એમના પરનો અખૂટ વિશ્વાસ, એમની વ્યાપક લોકપ્રિયતા, એ બધાંનો પુરાવો આપે છે. એ ઉપરાંત જે કાર્ય તેઓ શરૂ કરે તેને સંપૂર્ણ રીતે પાર પાડવાની એમની કાર્યદક્ષતા, એમની નિષ્ઠા એ બધું પણ પૂરવાર થાય છે.

ટંડનજીના જીવન પરથી આપણું ચિત્ત દોડે છે, પ્રાચીન કાળની આર્યસંસ્કૃતિ તરફ. તેઓ આપણને યાદ આપે છે ઋષિઓની અને મહર્ષિઓની, જેઓ પારકાને માટે જ જીવી ગયા. જીવન તો જનતાનું ભલું કરવા આપેલી શક્તિનું ટ્રસ્ટ છે એમ માનીને ટંડનજી જીવ્યા. એમણે, હિન્દુ, મુસ્લિમ, ઈસાઈ, બધાંનું હિત જોયું. બધાંનું ભલું કર્યું. તેઓ માત્ર હિન્દુઓનું જ ભલું વાંછે છે, એવી રીતનો આક્ષેપ જે

એમની સામે અવારનવાર કરવામાં આવે છે તે સાવ નાપાયાદાર છે.

વળી, ટંડનજીને જેટલું હિન્દી ઉપર પ્રભુત્વ છે તેટલું જ પ્રભુત્વ એમને ઉર્દૂ ઉપર પણ છે. એમણે હિન્દી એ એક જ હિન્દની રાષ્ટ્રભાષા થવી જોઈએ એવો આગ્રહ રાખ્યો, તેનો પરિણામે એક જાતની ગેરસમજૂતી થવા પામી છે. પરન્તુ, એની પાછળ એમનો હેતુ એક જ હતો, કે ભારતની એકતા સ્થાપવી, અને હિન્દુ, મુસ્લિમ, ઈસાઈ, બધાની મળી, ભારતની એકજ ભારતીય સંસ્કૃતિ રચપાય. આથી જ જ્યારે એમણે દ્વિરાષ્ટ્ર વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો, ત્યારે એમની એ નીતિ સામે કેટલાંક સ્થાપિત હિતોએ બૂમબરાડા કરવાની તક ઝડપી લીધી છે. પરન્તુ એથી શ્રી. ટંડનબાબુ ગભરાઈ જાય એવા નથી. ગમે તેવાં વિઘ્નો સામે, ગમે એવી મુસીબતો સામે પોતાનાં સિદ્ધાંતોની ખાતર ઝઝૂમવાની તૈયારી જોઈએ એ શ્રી. ટંડનબાબુએ આપણને શીખવ્યું છે.

જ્યારે તેઓ ઉત્તરપ્રદેશની ધારાસભાના પ્રમુખ થયા, અને કોંગ્રેસને વળગી રહેવાનો એમણે આગ્રહ રાખ્યો, ત્યારે પણ એમની સામે એવો જ ઉહાપોહ થયો હતો. પરન્તુ, એમની પ્રામાણિકતાની, તટસ્થતાની પ્રતીતિ થતાં ધારાસભાના એકેએક સભ્યે એમને ટેકો આપ્યો હતો, અને એમની નીતિનાં ભારોભાર વખાણ કર્યાં હતાં એજ એમની સચ્ચાઈનો અચૂક પુરાવો છે. અને એમણે सत्यमेव जयते । એ સૂત્રને પોતાના જીવનમાં સાબિત કરી બતાવ્યું છે.

ઉત્તરપ્રદેશની ધારાસભામાં મુસ્લિમ લીગે એમની સામે

અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરી ત્યારે ગૃહમંત્રી જનાબ રફી અહમદ કીડવાઈએ, ટંડનજીની નીતિનો વિસ્તારપૂર્વક જે બચાવ કરેલો, અને વિરોધીઓની જબાન બંધ કરેલી, અને ટંડનજી મુસ્લિમવિરોધી નથી! તેના સમર્થનમાં, ટંડનજીનાં જ ભાષણોમાંથી એમણે ફકરાઓ ટાંકી બતાવેલા, એ એમની લોકપ્રિયતા દર્શાવે છે. બાકી, જનાબ કીડવાઈ રાજકારણમાં તો ટંડનજીના પ્રખર વિરોધી તરીકે ઓળખાય છે; એટલું જ નહિ, કોંગ્રેસની ભીતરમાં તેઓ એમની વિરુદ્ધ કાર્ય કરે છે. છતાં; રાજકીય બાબતોમાં ગમે તેટલા મતભેદો હશે, પણ ટંડનજીની નિષ્ઠા વિષે, એમની મુસ્લિમો માટેની બિરાદરી ભાવના વિષે કીડવાઈને જરાય શંકા નહોતી, એ એમણે અનેકવાર સાબિત કરી આપ્યું છે.

આપણે ત્યાં નિઃસ્વાર્થી, પરહિતાય જીવવાવાળા, અનેક જ્યોતિર્ધરોની પરંપરા ચાલી આવી છે. એ પરંપરાના ટંડનજી છે. જનકવિદેહીની જ ન્યાતના તેઓ છે. માયાની વચ્ચોવચ્ચ રહેતા હોવા છતાં માયાનું જરાય લેપન નહિ, સંસારમાં રહેવા છતાં જળકમળવત્ રહેવું, એ એમણે બતાવ્યું. કુટુંબનો, દેશની, દેશબાંધવોની, સાહિત્યની, રાષ્ટ્રભાષાની, દેશની મહાન રાજકીય સંસ્થા કોંગ્રેસની એમણે સેવા કરી છે. અને એ સેવા કરતાં, એમને જે તક મળી, તેનો ગેરલાભ ઉઠાવવાને બદલે, એમણે વધુ અને વધુ સેવા જ કરી છે.

દેશની એ ખુશનસીબી હતી કે મહાત્માજીના એમના જીવનકાળ દરમ્યાન ટંડનજી જેવા ત્યાગી, જવલંત દેશ-

પ્રેમની ધગશવાળા, ભાવનાશીલ, સાચા, સાધુપુરુષ એમના સાથી તરીકે મળ્યા, અને એમણે રાષ્ટ્રોદ્ધારની દિશામાં આગેકૂચ :કરી.

ટંડનજીની ધાર્મિકવૃત્તિ, એમનું કાયદાજ્ઞાન, એ બધાએ એમને એમના કાર્યમાં સારી પેઠે મદદ કરી. એમની વૃત્તિ આધ્યાત્મિક છે. તેઓ ઐહિક પ્રલોભનો અને વૃત્તિઓથી પર છે, એ વાતે સાચી છતાંયે, એમને લાગે છે, કે આધ્યાત્મિક માર્ગ લઈને, કેવળ પોતાના આત્માનું કલ્યાણ કરવું, તેના કરતાં જનતામાં રહી, જનતાના હાર્દમાં જ બિરાજેલાં નારાયણની સેવા કરવી એ જ સાચી સેવા છે, એજ સાચું આત્મકલ્યાણ છે. એક રીતે જોઈએ તો એમની રાજકીય અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ પણ, એમની આધ્યાત્મિક ઉન્નતિનું જ એક સોપાન છે.

હિંદ ભૂમિ એ સંતોની ભૂમિ છે. અહીં કબીર અને નાનક થઈ ગયા, તુળસીદાસ, તુકારામ, નરસિંહ અને ચૈતન્ય અવતર્યા. એ જ ભૂમિના આધુનિક જગતના સંત ટંડનજી છે. એમણે પ્રયાગની પુણ્યભૂમિનાં, ગંગા યમુનાનાં જળ પીધાં છે. એ પુણ્યસલિલથી એમનો દેહ સિંચાયો છે. એ પવિત્ર તત્ત્વોએ એમનો આત્મા, એમની ભાવના ઘડી છે. આ રીતે ટંડનજીને વન્દીને આપણે, જે ભારત ભૂમિએ નરવીરો જન્માવ્યા છે, અનેક જ્યોતિર્ધરોને જન્મ આપ્યો છે, એ જનની જન્મભૂમિને જ વંદીએ છીએ.

## ૧૫. રાષ્ટ્રપતિ તરીકે દશ મહિના

શ્રી. ટંડનબાબુ દશમહિના સુધી રાષ્ટ્રની મોટામાં મોટી રાજકીય સંસ્થાના પ્રમુખ રહ્યા. એમની ચૂંટણી થઈ ત્યારથી જ વાદળાં ઘેરાયલાં હતાં. એમનો માર્ગ ધૂંધળો હતો. એમની ચૂંટણી થઈ તે વખતે પં. જવાહરલાલે એક છાપાં જોગું નિવેદન પ્રગટ કર્યું હતું. એમાં ટંડનજીના રાજકીય વિચારો જોતાં, કોંગ્રેસના જે સિદ્ધાંતો હતા, તેમાં અદલબદલ કરવાની જરૂર, શ્રી. ટંડનબાબુની ચૂંટણીથી ઉપસ્થિત થાય છે કે કેમ, એ વિષે નાશિક કોંગ્રેસે નિર્ણય લેવો રહ્યો એમ કહેલું. પં. જવાહરલાલ તરફથી પ્રબળ વિરોધ હતો જ. નાશિક કોંગ્રેસમાં સુરતના જેવી ફાટફૂટ થશે, મારામારી થશે, એવી આગાહીઓ આવતી હતી.

પરન્તુ ટંડનબાબુએ તો નક્કી કર્યું હતું કે જરાય ઉશ્કેરાટ વિના, જરાય મુસીબત વિના, પોતાનું કાર્ય કુશળતાથી પાર પાડી, પોતાના વચનોથી નહિ પરન્તુ પોતાના કર્તવ્યથી

આપવી. ટંડનજી કોંગ્રેસને કમજોર બનાવવા નહિ, પણ એને મજબૂત બનાવવા માગતા હતા.

તેઓ કોંગ્રેસની અંદર જે સત્તાનો મોહ ને નશો હતો, જે નીતિભ્રષ્ટતા હતી, તેને દૂર કરવા અને કોંગ્રેસને નીતિને માર્ગે લઈ જવા આવ્યા હતા. એથી નાશિક કોંગ્રેસમાં એમણે જવાહર અને પોતાની વચ્ચે મૂળભૂત સિદ્ધાંતો અને નીતિ વિષે કશાય મતભેદ હતા જ નહિ, તેની પ્રતીતિ કરાવી આપી. જવાહરને એમણે છૂટો દોર આપી દીધો.

પરન્તુ શરૂઆતમાં, પં. જવાહરના ને એમના ગ્રહોનો કાંઈ મેળ ન ખાધો. બધું આસાનીથી પતી ગયા પછી, જવાહરને જે જોઈતું હતું તે મળ્યા પછી પણ પં. જવાહરે નવી કારોબારીમાં આવવાની ના પાડી, અને, એ તો અત્યંત સ્વાભાવિક હતું કે જવાહર ન આવે તો મૌલાના આઝાદ પણ ન આવે. ને એ બે વિના, ટંડનબાબુ પોતાની કારોબારી રચી પણ ન શકે. છતાં ટંડનબાબુને ઝઘડો કરવો નહોતો, પોતાની પ્રમુખ તરીકેની સત્તાનો ખોટો ઉપયોગ કરવો નહોતો, તેથી એમણે કારોબારીનાં નામ પછી જાહેર કરવામાં આવશે એમ જણાવ્યું.

નાશિકથી ટંડનબાબુ દિલ્હી ગયા. ત્યાં એમણે જવાહરને મળી, કારોબારીમાં આવવા સમજાવ્યા, પોતાનું ને જવાહરનું ધ્યેય એક જ છે, તેની ખાત્રી આપી. બન્નેના સિદ્ધાંતો અને માર્ગો પણ એક હતા. મંત્રણા કરતાં, વચ્ચેના મધ્યસ્થીઓ દ્વારા ખબર પડી કે, કીડવાઈને જો કારોબારીમાં લેવામાં આવે તો જ જવાહર આવે.

કીડવાઈ તો ખુલ્લી રીતે, ટંડનબાબુના વિરોધી હતા. એમનો ઉત્તરપ્રદેશમાં, ટંડનજીનો વિરોધ કરનાર ગણનાપાત્ર પક્ષ છે. તો પછી ટંડનજી જો કીડવાઈને લે, તો તેથી કોંગ્રેસની કારોબારીમાં ઝઘડા જ ઊભા થયા કરે. ટંડનબાબુ કંઈ ઝઘડાઓ ઊભા કરવા કારોબારી રચવા માગતા નહોતા. ઉલટા એ તો કલહથી જેમ બને તેમ દૂર રહેવા માગતા હતા. એથી એમણે, ઝઘડાની શક્યતા ટાળવા, શ્રી. કીડવાઈને ન લેવામાં તેઓ આખર સુધી મક્કમ રહ્યા.

બીજું કારણ તો એ હતું, કે પોતાની કારોબારીને નક્કી કરવાનો, પ્રમુખ તરીકે પોતાનો મૂળભૂત જે હક હતો, તે ટંડનબાબુ જતો કરવા તૈયાર નહોતા. એમને સૈદ્ધાંતિક વાંધો હતો. પં. જવાહરના મત પ્રમાણે નહિ, પરન્તુ પોતાની મરજી પ્રમાણે કારોબારી રચવાનો એમને હક હતો. જવાહરની ઈચ્છા પ્રમાણે જો કારોબારી રચવી હોય તો જવાહરે જ પ્રમુખ કાં ન બને? પોતે પસંદ કરેલી કારોબારીમાં, પોતાનો ખુલ્લી રીતે વિરોધ કરતા માણસને તેઓ પોતે શી રીતે પસંદ કરે?

એમણે કીડવાઈને લેવાનો સ્પષ્ટ ઈન્કાર કર્યો. વળી, ટંડનબાબુનો ઈરાદો તો કારોબારીને નવેસરથી જ રચવાનો હતો. એમને એમ હતું, કે જો પ્રાદેશિક કોંગ્રેસ-સમિતિઓના પ્રમુખને તેઓ કારોબારીમાં લે તો પ્રાદેશિક કોંગ્રેસ સમિતિઓનો, અખિલ ભારત કોંગ્રેસ સમિતિ જોડેનો ગાઢ સંપર્ક રહે, અને સાધારણ રીતે, પ્રાદેશિક કોંગ્રેસ-સમિતિના પ્રમુખ, પોતાના પ્રદેશના કોંગ્રેસના પ્રશ્નથી પૂરે-

પૂરો વાકેફગાર હોય જ. એટલે એમાં અમુક જ પ્રધાનો લેવાય, એમ હતું. જો કીડવાઈને તેઓ કારોબારીમાં લે તો એમની આખી યોજના ઊંધી વળે એમ હતું. ટંડનબાબુને કાનપુર જવું હતું. એટલે કારોબારીનાં નામો તેઓ જાહેર કરી શક્યા નહિ.

કાનપુર, અલાહાબાદ વગેરે સ્થળોએ તેઓ જઈ આવીને પાછા દિલ્હી આવી રહ્યા. પુનઃ જવાહરની જોડે, સીધી અને મિત્રો દ્વારા વાટાઘાટ ચલાવવા માંડી. જવાહર મક્કમ હતા. ટંડનજી પણ મક્કમ હતા. બેની વચ્ચે સમાધાન થાય એમ લાગ્યું નહિ. આખરે ટંડનજીની પ્રમુખપદની શરૂઆતમાં આવી મડાગાંઠ પડે તે સારું નહિ, એમ લાગવાથી, કેટલાક મિત્રોએ જવાહરને સમજાવ્યા. ટંડનજીની વાત તો સીધી હતીઃ તેઓ કોંગ્રેસના ચૂંટાયલા પ્રમુખ હતા, અધૂરામાં પૂરું જવાહરની નામરજી છતાં તેઓ ચૂંટાયા હતાઃ એટલે એમને પોતાના પ્રમુખ તરીકેના હક્કો જાળવવા માટે જવાહરનો સામનો કરવો પડે એમ હતું. એમને ખબર હતી, કે કોંગ્રેસના પ્રતિનિધિઓએ એમને બહુમતીએ ચૂંટી કાઢેલા છે, અને તેથી એમને પક્ષે કોંગ્રેસની બહુમતી છે. તેઓ ધારત તો જવાહર સાથે શરૂઆતથી જ ઝઘડત. પોતાના મંતવ્યનું સમર્થન કરાવી શકત. સ્વ. સરદારશ્રીનું એમને પીઠબળ હતું. અને આખા દેશમાં એમની બોલબાલા હતી. પરન્તુ શાંતિપ્રિય અને સમાધાનપ્રિય ટંડનજીએ નાશિકમાં જવાહરની મરજી સાચવી. પણ જ્યારે જવાહરે, કીડવાઈને કોંગ્રેસ કારોબારીમાં લેવાની માગણી કરી ત્યારે, ટંડનજીને મજબૂરીથી એનો ઈન્કાર કરવો પડ્યો. એમણે કીડવાઈને લેવાનો

સ્પષ્ટ ઈન્કાર ભણ્યો. આખરે જવાહરના મિત્રો, જવાહરને સમજાવી શક્યા, અને વિના કીડવાઈ કારોબારી રચાઈ. જવાહર એમાં આવ્યા.

પરન્તુ, ટંડનજીની સામે એક જવાહરનો જ મોરચો નહોતો, પરન્તુ અનેક મોરચાઓ હતા.

આચાર્ય કૃપાલાણીનો એક.

શ્રી. પ્રકાશમ્‌નો બીજો.

શ્રી. શંકરરાવનો ત્રીજો.

શ્રી. પ્રફુલ્લ ઘોષનો ચોથો.

જનાબ કીડવાઈનો પાંચમો;

શ્રી. બાળકૃષ્ણ શર્માનો છઠ્ઠો.

તે ઉપરાંત, ગાંધીજી અને ટંડનજી વચ્ચે,રાષ્ટ્રભાષા વગેરે પ્રશ્નોને લીધે જે સૈદ્ધાંતિક વિરોધ હતો, તેથી, ગાંધીજીના રચનાત્મક કાર્યકર્તાઓ મશરૂવાળા, કાકાસાહેબ, વિનોબાજી, એ સર્વેને પણ ટંડનજી તરફ એક પ્રકારનો પૂર્વગ્રહ હતો. આ રીતે, ટંડનજીને અનેક જણનો સામનો કરવો પડેલો.

શરૂઆતમાં જ વિરોધીઓએ ટંડનજીએ જે કાર્યવાહક સમિતિની રચના કરી, તેની સામે જ કેટલાક વાંધા ઉઠાવ્યા. કોંગ્રેસના સામાન્ય મંત્રીઓ—શ્રી. કાલા વ્યંકટરાવ તથા શ્રી. મોહનલાલ ગૌતમ—એમની સચ્ચાઈ સામે, એમની નેકી સામે વાંધો હતો. કાલા વ્યંકટરાવ સામે પ્રકાશમે જેહાદ ઉપાડી. મોહનલાલ ગૌતમ સામે કીડવાઈના બધા સાથીઓએ અને આચાર્ય કૃપાલાણીએ; અને આ કારણથી, એમણે એમ

કહ્યું કે કોંગ્રેસ કારોબારીની · પુનઃરચના કરો. આનો અર્થ એજ થયો, કે એમને કોંગ્રેસપ્રમુખમાં વિશ્વાસ નહોતો.

બીજી બાજુ, બંગાળમાં 'શ્રી. પ્રફુલ્લ ઘોષ,' બિહારના શ્રી. મહામાયાપ્રસાદ વગેરેએ પણ માથું ઊંચકવા માંડ્યું. શ્રી. પ્રફુલ્લ ઘોષને ટંડનજીની વિચારસરણી માફક આવતી નહોતી. ઘોષને ગાંધીજીના સમયથી, ટંડનબાબુ સામે પૂર્વગ્રહ હતો, આથી એમણે કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું. અને એ રીતે, શ્રી. ટંડનબાબુને તંગ કરવા માટે, પ્રથમ પગલું ભરાયું. ટંડનજીએ એમને વારંવાર સમજાવ્યું, કે જવાહરની કે ગાંધીજીની નીતિ અને એમની નીતિ વચ્ચે કશો ફરક નથી. છતાં પ્રફુલ્લ બાબુ ગયા તે ગયા.

અહીં, આચાર્ય કૃપાલાણીએ, કોંગ્રેસમાં હોવા છતાં, કોંગ્રેસના તત્કાલીન તંત્રની સામે, એક કોંગ્રેસ ડેમોક્રેટીક ફ્રન્ટ ( કોંગ્રેસ લોકશાહી જૂથ ) નામનો પક્ષ સ્થાપ્યો. એમનું દષ્ટિબિન્દુ એ હતું, કે કોંગ્રેસમાં ઘણી વિકૃતિ આવી ગઈ છે. અને એને સુધારવાને, કોંગ્રેસનું અધઃપતન અટકાવવાને એમણે એ પક્ષની સ્થાપના કરી.

કોઈ પણ સંસ્થાનો પ્રમુખ, પોતાની જ સંસ્થામાં પોતાની જ વિરુદ્ધ, હરીફ પક્ષ સ્થપાય, અને એ પક્ષ કોંગ્રેસની જે નીતિ હોય તેની વિરુદ્ધ કાર્ય કરે, તથા કોંગ્રેસની ઇજ્જત ઘટાડે, એ પગલાંને ચલાવી ન જ શકે. આથી એમણે, કારોબારીની એક સભા બોલાવીને, પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવ્યું. અને કોંગ્રેસની અંદર પક્ષો ન હોવા જોઈએ, એ મતલબનો ઠરાવ કર્યો. એની આચાર્યને જાણ કરી. પણ આચાર્યે

એમને જવાબ આપ્યો: "કોઈ પક્ષમાં સામો પક્ષ સ્થાપવો એ તો એમનો મૂળભૂત હક છે," અને પછી, કોંગ્રેસ સમાજવાદી પક્ષનો દાખલો ટાંક્યો.

ટંડનબાબુએ અખિલ ભારત કોંગ્રેસ સમિતિની સભા અમદાવાદમાં બોલાવી, અને તેમાં કોંગ્રેસમાં સંવાદિતા રહે, કોંગ્રેસની એકતા જાળવવી જોઈએ, એ મતલબનો ઠરાવ રજૂ થયો. એનું પંડિત જવાહરલાલે સમર્થન કર્યું. કોંગ્રેસની અંદર જ પક્ષો સ્થપાય, તેના પંડિત જવાહરલાલ પણ ટંડનજી જેટલા જ વિરોધી હતા. કારણ કે, એ પગલું કોંગ્રેસને હાનિકારક છે, એમ તેઓ માનતા હતા. જવાહરલાલે કોંગ્રેસની એકતા, સંગઠન, નીતિમત્તા એ બધા ઉપર ખૂબ ભાર મૂક્યો હતો, અને એ ઠરાવનું ઘડતર પણ કર્યું. આ કાર્યમાં જવાહરલાલનો ટંડનજીને પૂરેપૂરો સાથ અને સહકાર હતાં. આચાર્યે પણ કોંગ્રેસમાં જે લાંચરૂશ્વત ચાલી રહી હતી, સત્તા માટેની જે ગાંડી લાલસા હતી, સત્તાનો મદ હતો, ગાંધીજીના સિદ્ધાંતોથી કોંગ્રેસ દૂર જઈ રહી હતી, એ બધાંનું દર્દપૂર્વક ધ્યાન દોર્યું. અને કોંગ્રેસનું અધઃપતન થઈ રહ્યું હતું, તે માટે જ કોંગ્રેસને એની ભૂલો બતાવવા, એમણે, લોકશાહી જૂથની સ્થાપના કરી હતી તે જણાવ્યું. આખરે જવાહરલાલનો ઠરાવ પસાર થયો. અને કોંગ્રેસની અંદરનાં જૂથોને સમેટી લેવાની માગણી કરતો ઠરાવ પસાર થયો.

આમ છતાં, ટંડનબાબુને તો સમજાવટથી કામ લેવું હતું. એમણે આચાર્યને બોલાવ્યા. એમની જોડે સમજાવટથી

કે થોડી બાંધછોડથી પતતું હોય તો તે પતાવવા માટે લાંબી મંત્રણાઓ કરી, પત્રવ્યવહાર કર્યો. ટંડનજીનું કહેવું હતું, કે કોંગ્રેસના કોઈ પણ અધિકારી સામે કશી ફરિયાદ હોય, તો તેની તપાસ કરીને, તેની સામે યોગ્ય પગલાં લેવાં તેઓ તૈયાર છે. જો આચાર્યની નેમ કોંગ્રેસને શુદ્ધ કરવાની છે, તો એમની નેમ પણ એ જ છે. અને તે માટે આચાર્ય જોડે મળીને, તેઓ સંયુક્ત રીતે કામ કરવા તૈયાર હતા. પરન્તુ એમને વાંધો હતો ટંડનજીની સામે જ. એમાં વ્યક્તિગત વિરોધને સિદ્ધાંતનું સ્વરૂપ અપાયું હોય ત્યાં શું થાય? એટલે એમની વચ્ચે મેળ ખાધો નહિ. આચાર્ય કૃપાલાણીએ જાહેર રીતે, કોંગ્રેસ સરકારની અને ટંડનબાબુની વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો. કોંગ્રેસની કાર્ય-પદ્ધતિની, કોંગ્રેસ સરકારની છડેચોક વિરોધીઓ કરે એવી ટીકા કરવા માંડી.

ટંડનજીએ ફરી પાછું આચાર્યનું ધ્યાન, અમદાવાદમાં અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિના ઠરાવ પ્રત્યે ખેંચ્યું, અને લોકશાહી જૂથ સમેટવા જણાવ્યું. પણ આચાર્યે તો પોતાનો એ મૂળભૂત હક હતો, એમ કહ્યું. ટંડનબાબુ ધારત તો, આચાર્ય સામે, શિસ્તભંગનાં પગલાં લઈ શકત, એમને કોંગ્રેસમાંથી બરતરફ કરી શકત. પરન્તુ, ટંડનબાબુ જે સહિષ્ણુતાથી, જે ખેલદિલીથી, જે સમજાવટથી કામ લેતા હતા, તે પ્રશંસનીય હતાં. એમણે આચાર્ય સામે જાહેરમાં જરા પણ ઉકળાટ બતાવ્યો નહિ, જાહેરમાં નિવેદન કર્યું નહિ, માત્ર પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવવા, એમની જોડે પત્રવ્યવહાર કર્યો અને મુલાકાતો ગોઠવી. એમને સમ-

જાવ્યાં છતાં, એમની સામે શિસ્તભંગનાં પગલાં ન લીધાં. સાત સાત મહિનાઓ સુધી, પોતાની વિરુદ્ધ આટઆટલું કર્યા છતાં, ટંડનબાબુએ એમને ન તો ચેતવણી આપી, ન આચાર્ય પાસે કોઈ પણ પ્રકારનો ખુલાસો માગ્યો, કે ન ધમકી આપી. એ એમની મહત્તાનું તથા માનવતાનું ઉજ્જવળ દૃષ્ટાંત છે.

આખરે જૂન મહિનામાં આચાર્ય કૃપાલાણીએ કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું, અને કિસાન-મજદૂર-પ્રજા પક્ષની સ્થાપના કરી. એ પણ લક્ષમાં રાખવા જેવું છે, કે આચાર્ય જાતે છૂટા થયા. શ્રી. ટંડનજીએ એમને છૂટા કર્યા નથી. આચાર્ય ગયા, તેની જોડે શ્રી. પ્રકાશમ્ પણ કોંગ્રેસમાંથી છૂટા થયા અને ઉત્તર પ્રદેશનાં કેટલાક નેતાઓ ગયા. અને બધાને શાતા વળી, કે હવે ટંડનબાબુને નિરાંત થશે, હવે એમને જૂના શાંતિ મળશે.

પરન્તુ, નવું તોફાન જાગ્યું. આચાર્ય કૃપાલાણીએ જે પક્ષની સ્થાપના કરી, તે પક્ષની કાર્યવાહક સમિતિમાં, હિન્દ સરકારના તાર અને ટપાલ ખાતાના પ્રધાન રફી અહમદ કીડવાઈને પણ લીધા. રફી સાહેબ કોંગ્રેસમાં હોય, તો, પછી હરીફ પક્ષની કારોબારીમાં શી રીતે હોઈ શકે! આથી એક નવી પરિસ્થિતિ પેદા થઈ. જવાહરલાલજી પણ ચાહતા હતા, કે આમ કોંગ્રેસના જૂના નેતાઓ કોંગ્રેસનો ત્યાગ કરે એ ઇચ્છનીય નથી. એથી તેઓ કોંગ્રેસની એકતા સ્થપાય, કોંગ્રેસમાં ફાટફૂટ ન પડે, એ કારણથી કોંગ્રેસમાંથી નીકળી ગયેલા નેતાઓ ફરી પાછા, કોંગ્રેસમાં આવે

એવી હવા પેદા થાય, તે માટે પ્રયત્ન કરવો જોઈએ એમ માનતા હતા.

ટંડનબાબુ પણ ઇચ્છતા હતા, કે કોંગ્રેસમાંથી છૂટા થયેલા નેતાઓ ફરી પાછા કોંગ્રેસમાં આવી, એ મહાન સંસ્થાને ટકાવી રાખે. પણ ટંડનજી લાચાર હતા. એમણે કંઈ કોઈના સામે શિસ્તભંગનાં પગલાં લીધાં નહોતાં, એમણે કંઈ કોઈને કાઢ્યા નહોતા, કે શિસ્તભંગનાં પગલાં પાછાં ખેંચવાનો પણ પ્રશ્ન ઊભો થાય. જવાહરલાલને કીડવાઈ, કોંગ્રેસ કારોબારીની પુનર્રચના માટે સમજાવી રહ્યા હતા. જવાહરલાલે એ વાત ટંડનજીને કરી. પરન્તુ ટંડનબાબુની એક જ સચોટ દલીલ હતી કે એમની કારોબારી નક્કી કરવાનો હક્ક-પ્રમુખ તરીકે-એમનો હક્ક હતો અને એ હક્ક બંધારણ પ્રમાણે કોઈ છીનવી શકે એમ નહોતું.

એમની બીજી દલીલ એ હતી, કે એમની કારોબારીએ સમગ્ર રીતે, અથવા એના કોઈ પણ સભ્યે એવું એક પણ પગલું ભર્યું નહોતું, કે જેથી કોંગ્રેસની ઇજ્જતને હાનિ પહોંચી હોય; કે જેથી કોંગ્રેસનું અહિત થયું હોય.

પરન્તુ, જવાહરલાલ કોંગ્રેસની કારોબારીની પુનઃરચના માટે મક્કમ હતા. જુલાઈમાં આ પ્રશ્નનો નિવેડો લાવવા, બેંગલોરમાં, અખિલ ભારત કોંગ્રેસસમિતિની સભા મળી એમાં પણ કોંગ્રેસની એકતા પર જવાહરલાલે ખાસ ભાર મૂક્યો, ટંડનબાબુએ પણ એકતાની માગણી કરી, અને જેઓ કોંગ્રેસ છોડીને ચાલી ગયા, તેમને ફરી કોંગ્રેસમાં આવવા વિનંતિ કરી, અને એમનું પણ સ્વાગત થશે એમ જા... આથી

વધારે ઉદારતા અને મહાનુભાવિતાની આશા કોઈની પાસે પણ રાખી શકાય નહિ. બેંગલોર અધિવેશન પૂરું થયું, એટલે કીડવાઈએ કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું. અને કોંગ્રેસવાદી તરીકે તેઓ મધ્યસ્થ પ્રધાનમંડળમાં પ્રધાનપદે હોવાથી એમણે એના પ્રધાનપદનું રાજીનામું આપ્યું. જવાહરે એમના એ રાજીનામાનો સ્વીકાર કર્યો, પણ એમને પ્રધાન તરીકે ચાલુ રહેવા વિનંતિ કરી, આથી કીડવાઈએ એ માગણી મંજૂર કરી. પરન્તુ એ નાગપુર ગયા અને ત્યાં એમણે કોંગ્રેસના પ્રમુખ-વિરુદ્ધ એક નિવેદન પ્રગટ કર્યું ને તેમાં જણાવ્યું, કે કોંગ્રેસના પ્રમુખ એ કોંગ્રેસના સિદ્ધાંતોના શત્રુ છે.

જવાહરના આ પગલાં સામે, ટંડનબાબુએ સખત વાંધો લીધો. ટંડનબાબુને લાગ્યું, કે એમની ભલમનસાઈનો દુરુપયોગ થાય છે. જવાહરની સરમુખત્યારી વધતી જાય છે. એટલે, કીડવાઈ કોંગ્રેસ પ્રધાનમંડળમાં રહે, કોંગ્રેસ પ્રમુખની વિરુદ્ધ ચાલુ પ્રચાર કરે, એ બધાંમાં પોતાને પૂછવામાં પણ ન આવે, એ વસ્તુસ્થિતિ તેઓ બરદાસ્ત કરી શકે એમ નથી એ જવાહરને જણાવ્યું. ટંડનજીને લાગ્યું કે પોતાની ભલાઈ એ નિર્બળતામાં ખપે છે, તેથી એમણે હવે એ પરિસ્થિતિનો સખત હાથે સામનો કરવો જોઈએ.

જવાહરે ટંડનબાબુની વાતનો સ્વીકાર કર્યો, અને કીડવાઈનું રાજીનામું મંજૂર કર્યું. પણ જવાહરનું દિલ એથી ખાટું થઈ ગયું હતું. એમનું અહમ્ ઘવાયું. એમણે કીડવાઈ વગેરેને વચન આપ્યું હતું કે બેંગલોરની અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠકમાં તેઓ, કોંગ્રેસ કારોબારીની

પુનર્રચના કરાવી શકશે. પણ એમ બન્યું નહિ. ત્યાં આગળ જવાહર ફક્ત કોંગ્રેસની એકતા સિવાય બીજું કશું બોલી શક્યા નહિ, એનો પણ જવાહરને ભારે અસંતોષ હતો. એથી જવાહરે, કોંગ્રેસ પ્રમુખને પત્ર લખી કોંગ્રેસની કારોબારી તથા કોંગ્રેસ ચૂંટણી સમિતિમાંથી પોતે રાજીનામું આપ્યું.

આથી એક નવી પરિસ્થિતિ નિર્માણ થઈ. અત્યાર સુધી ભીતરમાં સળગતો અગ્નિ હવે પ્રગટ થયો. ટંડનજીને પ્રમુખપદ કરતાં પોતાના સિદ્ધાંતો વિશેષ પ્રિય હતા. જવાહરને પણ એમ જ હતું.

હવે નમતું ન આપવા ટંડનબાબુએ નિર્ણય કર્યો. ટંડનબાબુએ પણ જાહેર કર્યું કે તેઓ રાજીનામું આપવા તૈયાર હતા, પણ કોંગ્રેસ કારોબારીને બદલવા તૈયાર નહોતા.

જવાહરલાલને એમણે રાજીનામું ખેંચવા અંતિમ વિનંતી કરી જોઈ.

મિત્રોએ સમાધાન માટે અવિરત પ્રયાસો કર્યા. પણ સિદ્ધાંતોના પાલન માટે બન્ને મહારથીઓ અણનમ હતા.

ટંડનજીને લાગ્યું કે જવાહર એ જનતાના લાડીલા છે, એટલું જ નહિ પણ દેશના સૌથી મહાન અને વધુમાં વધુ પ્રતિનિધિત્વ ધરાવતા નેતા છે. વળી દેશભરમાં એમને માટે ખૂબ માન અને ભક્તિ છે. એટલે એમના વિના કોંગ્રેસનું નાવ આગળ ન ચાલે.

એમને લાગ્યું કે જવાહર સંસ્થા માટે અનિવાર્ય હતા, પોતે અનિવાર્ય નહોતા. એટલે એમણે પોતાનું [illegible]

અને એનો આખરી નિર્ણય કરવા માટે દિલ્હીમાં અખિલ ભારત કૉંગ્રેસ સમિતિની સભા બોલાવી.

અખિલ ભારત કૉંગ્રેસ સમિતિની બેઠકને આગલે દિવસે જ એમણે પત્રકાર પરિષદ સમક્ષ પોતાની પરિસ્થિતિનું નિવેદન કરતાં જણાવ્યું:

"......કૉંગ્રેસ કારોબારી કે જેનાં સભ્યોની પસંદગી મેં કરી હતી તેમણે 'દબાણુ હેઠળ' રાજીનામાં આપી દીધાં હોવાથી મારે પણ રાજીનામું આપવું જરૂરી છે એમ મને લાગે છે. કારોબારીના સભ્યો રાજીનામાં આપે એમ હું કદી ઈચ્છતો નહોતો. પરન્તુ શ્રી. નહેરુએ કારોબારીની પુનર્રચના પર રાજીનામું આપી દેતાં કારોબારીના સભ્યોએ આ માર્ગ લીધો, કારણ કે એ રીતે તેમના હાથ બંધાઈ ગયા હતા.

"કારોબારીના સભ્યો માટે રાજીનામાં આપવા એ એક જ માર્ગ માત્ર માનભર્યો હતો. કારોબારીની પુનર્રચના કરવાની સગવડતા માટે તેમણે એ માર્ગ લીધો. મેં પણ રાજીનામું આપ્યું કારણ કે મારા માટે એ એક જ માનભર્યો માર્ગ છે, એમ મને લાગ્યું હતું........"

ત્યારબાદ એમણે એમના બધા અનુયાયીઓ, મિત્રો અને પોતાના માણસોને કહ્યું કે એમણે કૉંગ્રેસને ખાતર જવાહરલાલને જ પ્રમુખ તરીકે ચૂંટવા જોઈએ અને પોતાનું રાજીનામું મંજૂર કરવું જોઈએ. તેમણે વિશેષમાં જણાવ્યું કે તેઓ કૉંગ્રેસ છોડવા ચાહતા નથી. કારણ કે કૉંગ્રેસનું સભ્યપદ તેમણે પ્રમુખપદ કરતાં પણ મહાન ગણ્યું છે. અને પોતાને

જે સાચું લાગે તેને ગમે તેવું જોખમ વેઠીને પણ વળગી રહેવાનો એમનો સ્વભાવ છે.

ટંડનબાબુને ઝઘડા પસંદ નથી. તોફાનો પસંદ નથી. ખોટી ચર્ચા ગમતી નથી. અને આ રીતે પોતાના પક્ષકારોને જવાહરને ચૂંટવા એમણે જણાવ્યું, તે એમની ઉચ્ચ માનવતાનો, પોતાના કરતાં કોંગ્રેસની પ્રતિષ્ઠા વિશેષ છે, વ્યક્તિ કરતાં સંસ્થા મહાન છે, તે પોતાના જ્વલંત અને અનનુકરણીય ત્યાગ દ્વારા સાબિત કરી આપવાનો અત્યંત ઉજ્જ્વળ દાખલો છે.

નેહરુ અને ટંડન સંબંધી આ મડાગાંઠ તેમજ ગેરસમજૂતી કોંગ્રેસમાં તેમજ જનતામાં કેમ ઉપસ્થિત થવા પામી તે સંબંધે સ્પષ્ટીકરણ કરતાં શ્રી. મશરૂવાળા જણાવે છે કે બન્ને ભિન્ન ભિન્ન વિચારપરંપરાના પ્રતિનિધિઓ છે અને તેથી કરીને બંનેનો મેળ બેસી શકતો નથી. શ્રી. મશરૂવાળા લખે છેઃ

> "કોંગ્રેસ આગેવાનોએ એટલું સારી રીતે સમજવું જોઈતું હતું કે પંડિત નેહરુ અને ટંડનજી બંને વ્યક્તિ તરીકે સજ્જન પુરુષો છે, પણ બંનેનો અરસપરસ મેળ બેસી શકે એવા નથી અને એમ સમજીને તેમને એક ધૂંસરીએ જોડવાની કોશિશ કરવી જોઈતી નહોતી. પણ તેમણે એ અખતરો અજમાવી જોયો છે અને તેમને જણાયું છે કે કોંગ્રેસનું ગાડું ચાલતું નથી. ડાહ્યો માર્ગ એ છે કે કરેલી ભૂલ સુધારી લેવી."

પંડિત જવાહરલાલ અને ટંડનબાબુની વિશિષ્ટતાઓ

અને લાક્ષણિકતાનું વર્ગીકરણ કરતાં શ્રી. મશરૂવાળા વધુમાં જણાવે છે:

"......નેહરુ આંતરરાષ્ટ્રીયવાદી છે. કોઈ રાષ્ટ્રોના જૂથમાં ભારત જોડાય એમ તે ઇચ્છતા નથી. તેમનું પાકીસ્તાન પ્રત્યેનું વલણ મૈત્રી અને શાંતિનું છે, પણ તેઓ દમદાટી અને ધાકધમકીને વશ થવા ઇચ્છતા નથી. તેઓ યુદ્ધના વિરોધી છે. દેશની અંદર તેઓ મુસલમાન, ખ્રિસ્તી અને બીજી લઘુમતીઓના મિત્ર છે અને ઊંચામાં ઊંચા હિંદુ કરતાં તેમને સહેજ પણ ઊતરતું સ્થાન આપવાનો વિચાર સુદ્ધાં પણ તેઓ કરે એવા નથી. તેઓ કોઈ પણ કોમી સંસ્કૃતિના પૂજક નથી અને તેઓ એમ પણ માનતા નથી કે દેશમાં કોઈ એક અમુક કોમની બહુમતી છે તો તેની જ સંસ્કૃતિને પ્રમુખસ્થાન આપવું જોઈએ. ટંડનજી અને તેમના અનુયાયીઓ, ઉચ્ચવર્ણના હિંદુઓના રૂઢિચુસ્ત વર્ગના, આર્યસમાજી જોશસહિત, પ્રતિનિધિ છે. સામાજિક રૂઢિઓના સુધારાની બાબતમાં તેઓ પ્રાચીનતાના પૂજકો છે અને બની શકે ત્યાં સુધી પરંપરાગત રૂઢિઓને જીવંત રાખવા આતુર છે. નેહરુ ભાવીના દ્રષ્ટા છે, અને વિશ્વબંધુત્વવાદી છે. તેઓ આજે ભારતનું શાસન ચલાવે છે, પણ ભારતને વિશાળ પૃથ્વીના એક ભાગ તરીકે જ લેખે છે......ટંડનજી અને તેમના અનુયાયીઓ...ઈ. સ. ૧૧૦૦થી ૧૯૫૦ વચ્ચેના સમયને ભારત માટે અપમાન, હતાશા અને પરાજયના યુગ તરીકે ગણે છે. પંડિત નેહરુને કોઈ પણ યુગ સંપૂર્ણ અંધકારમય લાગતો નથી......મુસ્લિમોએ સૈકાઓ સુધી

હિંદમાં રાજ્ય ચલાવ્યું તે માટે તેઓ તેમનો તિરસ્કાર કરતા નથી; અને મુસ્લિમ રાજઅમલના જે અવશેષો રહ્યા હોય તેને નાબૂદ કરવા ઇચ્છતા નથી......તેમનામાં પ્રાચીનતા પ્રત્યે પાછા વળવાનો અંશ પણ નથી. આર્થિક પ્રશ્નોમાં તેઓ મોટાં કારખાનાંઓના પક્ષમાં છે. અને દઢ સમાજવાદી મનોવૃત્તિ ધરાવે છે ગાંધીજીનાં આર્થિક કાર્યક્રમમાં તેમનું દિલ ચોંટતું નથી કારણકે તેમને એમાં પ્રાચીનતાની પૂજાની ગંધ આવે છે......આ બધી બાબતો પર ટંડનજી અને તેમના સાથીઓ જુદા વિચારો જણાવે છે. આંતરરાષ્ટ્રીય અને કોમી બાબતોમાં કેટલાકો બ્રિટન–અમેરિકાના જૂથમાં જોડાવાની હિમાયત કરે છે અને હિંદુ સંસ્કૃતિની અને સંસ્કૃતનિષ્ઠ ભાષાની સર્વોપરિતાના પક્ષમાં છે. આર્થિક બાબતોમાં બધા નહીં તો કેટલાક તો સમાજવાદી માનસ કરતાં વધારે મૂડીવાદી માનસ ધરાવે છે. તેમની વ્યક્તિગત માન્યતાઓ અને પ્રવૃત્તિઓ હંમેશાં કોંગ્રેસે જાહેર કરેલા ઉદ્દેશો અને મંજુર કરેલા ઠરાવો સાથે મેળ ખાતી નથી..."

અને કોંગ્રેસ મહાસમિતિની બેઠક જ્યારે સપ્ટેંબરની ૮મી અને ૯મીએ દિલ્હીમાં મળી ત્યારે મહાસમિતિના સભ્યો સમક્ષ ફક્ત એક જ પ્રશ્ન હતો: અને તે એ કે તેઓએ આ બન્ને મહાપુરુષોમાંથી કયા નેતાની વિચારસરણીને અપનાવવી, અને સ્વાભાવિક રીતે પંડિત જવાહરલાલની નીતિ અને વિચારસરણી જ જનતામાં વધુ લોકપ્રિય છે અને તેથી મહાસમિતિના સભ્યોએ બહુ જંગી બહુમતીએ નેહરુને કોંગ્રેસના પ્રમુખ તરીકે પસંદ કર્યા અને ટંડનજીનું

રાજીનામું સખેદ અને દુઃખપૂર્વક સ્વીકાર્યું.

આ રીતે દિલ્હીમાં ભરાયેલા અધિવેશનમાં, લોકોએ ધાર્યું તેવી ગરમાગરમી ન થઇ, ન તોફાનો થયાં, ને ટંડનબાબુનું સ્વેચ્છાપૂર્વક આપેલું રાજીનામું સભ્યોએ ભારે હૈયે મંજૂર કર્યું. અને આનું પ્રધાન કારણ એ છે કે એ માટે ટંડનબાબુએ જાતે જ ભૂમિકા તૈયાર કરી હતી. ટંડનબાબુએ જવાહરની તારીફ કરી, અને જવાહર કોંગ્રેસ માટે અનિવાર્ય છે એ ખેલદિલીથી જણાવ્યું. અને સગૌરવ અને સગર્વ, એમણે પોતાના પ્રમુખપદનો ત્યાગ કર્યો.

ટંડનજીના રાજીનામાં સંબંધે શ્રી. મશરૂવાળા એમની લાક્ષણિક શૈલિમાં જણાવે છેઃ

"સંજોગવશાત્, ટંડનજીને માટે કોંગ્રેસના પ્રમુખ તરીકેનું રાજીનામું આપ્યા સિવાય અને મહાસમિતિને માટે તેમનું રાજીનામું સ્વીકારવા સિવાય બીજો કોઈ વિકલ્પ નહોતો. આરંભથી અંતસુધી ટંડનજીનો વર્તાવ બંધારણીય દૃષ્ટિએ વાજબી અને નૈતિક દૃષ્ટિએ શુદ્ધ હતો. 'દબાણને વશ થઇને' અપાયેલાં રાજીનામાં સ્વીકારવા કરતાં પ્રમુખપદ છોડવાનું તેમણે બહેતર ગણ્યું એ માટે તેઓ ભારેમાં ભારે પ્રશંસાના અધિકારી છે."

આ રીતે દશમહિના સુધી ટંડનબાબુએ કોંગ્રેસનું તંત્ર સંભાળ્યું. એમણે કોંગ્રેસની આંતરશુદ્ધિ લાવવા અથાગ પ્રયત્નો કર્યા. એમના પ્રયત્નને પરિણામે બિહારમાં કેટલાક સમાજવાદીભાઈઓ ફરી કોંગ્રેસમાં જોડાયા. એમના અમલ દરમ્યાન

શ્રી. પ્રફુલ્લ ઘોષ, આચાર્ય કૃપાલાણી, પ્રકાશમ, રંગા, કીડવાઈ બાળકૃષ્ણ શર્મા વગેરેએ કોંગ્રેસ છોડી, પરન્તુ, એ લક્ષમાં રાખવાનું છે, કે એમાંથી એક જણને પણ કોંગ્રેસે છોડી નથી. પ્રકાશમની સામે, કે આચાર્યની સામે જરૂર કોંગ્રેસ શિસ્તનાં પગલાં લઈ શકત, પરન્તુ, એ લીધાં નહિ તેનું કારણ, ટંડનબાબુને કોંગ્રેસની ઈજ્જત વધારે વહાલી હતી, એમને કોંગ્રેસને અળખામણી બનાવવી નહોતી.

જેવી રીતે આચાર્ય કૃપાલાણીને કોંગ્રેસનું પ્રમુખપદ છોડવું પડ્યું, તેવી જ રીતે ટંડનબાબુને પણ, જવાહર જોડે ન બનવાથી પ્રમુખપદ છોડવું પડ્યું. પરન્તુ, એમની કારકીર્દિ દરમ્યાન, એમણે કોંગ્રેસની ઇજ્જત વધારી હશે, ઘટાડી નથી. હા, એમનો દૃષ્ટિકોણ નિરાળો હશે પરન્તુ, કોંગ્રેસ કાર્યવહીમાં એમણે પોતાનો દૃષ્ટિકોણ આડે આવવા દીધો નથી. એમણે ન હિન્દી માટે આગ્રહ રાખ્યો, એમણે પાકીસ્તાન તરફ સખતી કરવા જીદ ન કરી, ન એમણે હિન્દની બિનમજહબી નીતિને આંચ આવવા દીધી અને એ રીતે એમણે પોતાનાં વચનોથી નહિ, પરન્તુ પોતાની નીતિથી, પોતાની કરણીથી, એમનું વ્યક્તિત્વ કેટલું મહાન છે, એની પ્રતીતિ કરાવી આપી.

કોંગ્રેસ પ્રમુખોની નામાવલિમાં એમનું નામ ઉદારતા, ખેલદિલી અને સિદ્ધાંતપ્રિયતા માટે, અનુયાયીઓને પોતાના વિરોધીઓને મત આપવાનું કહેનાર તરીકે, સુવર્ણ અક્ષરે અંકિત રહેશે. પોતે રાગદ્વેષથી પર છે, પોતે સંકુચિતતાથી પર છે, તે એમણે સાબિત કરી બતાવ્યું. એમણે ક્યાંય

જાહેર સામે એક હરફ પણ ઉચ્ચાર્યો નથી, એજ એમની મહત્તા દર્શાવે છે. ટંડનજીએ પોતાને ભોગે કોંગ્રેસની ઉચ્ચ પ્રણાલિકા ને પ્રતિષ્ઠા જાળવ્યાં છે, ટંડનબાબુની પ્રમુખ તરીકેની કારકીર્દિ જોતાં આપણા હૃદયમાંથી સહજ ઉદ્ગાર નીકળી જાય કેઃ

'ત્યાગ શો ભવ્ય એ તારો, શી એ દિવ્ય સહિષ્ણુતા !'

## ૧૬. ઉપસંહાર

આ રીતે એક સામાન્ય બ્રાહ્મણનો પુત્ર, દેશની મોટામાં મોટી સંસ્થાનો સુકાની અને સેનાનાયક બને છે, અને પોતાના સિદ્ધાંતોને ખાતર, પોતાની માતા જેવી સંસ્થાના હિતને ખાતર, એ એ સંસ્થાનું સુકાન, આસાનીથી, ગૌરવપૂર્ણ રીતે છોડી દે છે. કોંગ્રેસની સેવા પ્રમુખ રહીને કરવા કરતાં છૂટા રહીને તેઓ વધારે સારી રીતે કરી શકશે, એવી એમને પ્રતીતિ થાય છે. કોંગ્રેસની સામે, હાલ તુરત એક જ મોટો પ્રશ્ન છે, અને તે ચૂંટણીનો. ચૂંટણીમાં જીતવા, ટંડનજીને લાગ્યું કે પોતાના કરતાં જવાહરનું પ્રમુખપદ વિશેષ લાભદાયી છે, એટલે એમણે પ્રમુખપદનો ત્યાગ કરી પોતાનો મુગટ પોતાને હાથે જ જવાહરલાલને પહેરાવ્યો એમ કહીએ તો ચાલે.

આમ છતાં એમણે પોતાના પ્રાંતની જે સેવા કરી, રાષ્ટ્રભાષાની જે સેવા કરી, તે માટે જનતાએ એમને રાજર્ષિનું રૂડું બિરુદ એનાયત કર્યું છે, અને એ બિરુદમાં, એમની સામેની કોઈની ખટપટ કામ લાગે એમ નથી. એમાં રાજીનામું આપવાનું કે પદભ્રષ્ટ થવાનું છે નહિ. કારણ

છે, એ તો જનતાએ સ્વેચ્છાએ આપેલું બિરુદ છે. અને એમના જેવા આજીવનસેવક માટે તો એ બિરુદ રહેવાનું જ. કારણ કે એ બિરુદ આજે એકને ને કાલે બીજાને મળે એવું નથી. એ તો એમની પોતીકી અંગત મૂડી છે.

ટંડનજીને જનતા બાબુજીના લાડકા નામથી પિછાને છે. એમની તપશ્ચર્યા, એમની સાધના, એમની સાદાઈ, એમનો ત્યાગ, એમની સાત્વિકતા, એમની મહામૂલી ઉદારતા, એ સર્વે ગુણો આપણને પ્રાચીન યુગના કો મહર્ષિની યાદ આપે છે. આપણી નજર સમક્ષ વશિષ્ઠ, અગસ્ત્ય, અત્રિ, યાજ્ઞવલ્કય, દધિચી, કે એવા કોઈ મહામુનિની ભવ્ય આકૃતિ ખડી થાય છે. એ ગૌરવભરી દાઢી, એ તેજસ્વી મુખમુદ્રા, એ જ્ઞાનોજ્જવલ પ્રદીપ્ત બુદ્ધિમત્તા, આપણને વીસમી સદીમાં દર્શન દે છે! એમને જોતાં, આપણને જાણે એમ થાય છે કે આપણે એ સુવર્ણ યુગમાં તો નથી વિહરતાને કે જ્યાં સદૈવ ઉચ્ચ આદર્શો હોય, જ્યાં નિરંતર સદ્દગુણોનું જ સામ્રાજ્ય હોય, જ્યાં ચારિત્ર્ય એ જ ધન હોય, જ્યાં આર્યભાવનાનું જ જગત ઉપર વર્ચસ્વ હોય, જ્યાં રાજાઓ નહિ પણ મુનિઓ જ પૂજ્ય ગણાતા હોય, અને જ્યાં ભોગ નહિ પણ ત્યાગથી જ માનવીની કિંમત અંકાતી હોય, કલિયુગમાં પણ તમારે સતયુગનાં દર્શન કરવાં હોય. તમારે મૂર્તિમન્ત ભારતીય સંસ્કૃતિને જોવી હોય તો ટંડનબાબુદ્વારા એનાં દર્શન થશે. ટંડનબાબુ કલિયુગના ઋષિ છે.

ટંડનબાબુ તો અનેક અગ્નિપરીક્ષાઓમાંથી પસાર થયા છે. અને છેવટની અગ્નિપરીક્ષામાં એમને સત્તાનો મોહ

નથી, એમને પદવીલાલસા નથી, એમને દેશ સિવાય બીજા કોઈની પડી નથી; તે એમણે સાબિત કરી બતાવ્યું, અને એમના પ્રતિપક્ષીઓને એમણે જૂઠા પાડ્યા.

ટંડનજીએ બહુ વિષમ સંજોગોમાં કોંગ્રેસનું સુકાન સંભાળ્યું. એમણે પ્રમુખપદ લીધું, ત્યારે કોંગ્રેસની ઈજ્જતમાં સારી પેઠે ઓટ આવી હતી. દેશના નાના મોટા અનેક પ્રશ્નો, એમની રાહબરી માગી રહ્યા હતા. એમનો અનુભવ, એમની કુશાગ્ર બુદ્ધિ એ પ્રશ્નોનો નીચોડ જરૂર કઢાવત. એમના એક નિવેદનમાં, મધ્યપ્રદેશના ભૂતપૂર્વ ગૃહપ્રધાન શ્રી. દ્વારકાપ્રસાદ મિશ્રે સ્વ. સરદારશ્રીને ટંડનબાબુમાં કેટલી શ્રદ્ધા હતી, અને શા માટે ટંડનબાબુ આવે અણીને વખતે કોંગ્રેસનું સુકાન સંભાળે એમ સરદારશ્રી ઈચ્છતા હતા, તે જણાવતાં કહેલું કે:

'દહેરાદુનમાં જ્યારે સરદાર પટેલ ગંભીર માંદગીમાં હતા, ત્યારે હું તેમને મળવા ગયો હતો. તેમના મૃત્યુના થોડા સમય પહેલાં જ આ અમારી મુલાકાત થઈ હતી. આ મુલાકાત વખતે મેં સરદાર પટેલને કહ્યું હતું કે ઘડીઘડીમાં પોતાનો મિજાજ ખોઈ બેસનાર, શ્રી. નેહરુ ભૂતકાળમાં તેમના પિતા શ્રી. મોતીલાલ નેહરુના અંકુશમાં રહ્યા હતા. અને ત્યારબાદ તમારાથી (સરદાર પટેલથી). સરદાર પટેલના એક ચૂસ્ત અનુયાયી એવા મારા માટે, તે સમયે સરદાર પટેલના મૃત્યુની વાત કરવી એ અત્યંતમાં અત્યંત અણઘટતું હતું. પરંતુ મેં હિંમત કરીને તેમને પૂછ્યું હતું કે તમારા મૃત્યુબાદ નેહરુને કોણ અંકુશમાં

રાખશે? સરદાર પટેલે જવાબ આપ્યો કે એનો માત્ર એકજ માર્ગ છે, કે શ્રી ટંડન કોંગ્રેસના પ્રમુખપદે ચૂંટાઈ આવે. સરદાર પટેલે પછી મને કહ્યું કે "જો ટંડનબાબુ કોંગ્રેસના પ્રમુખ બનશે તો હું શાંતિથી મરીશ." આ પરથી સરદાર પટેલને ટંડનબાબુ વિષે કેટલી અનન્ય શ્રદ્ધા હતી, એમની શક્તિમાં કેટલો જબરો વિશ્વાસ હતો, પોતાનું કાર્ય ટંડનબાબુ અવસ્ય ચાલુ રાખશે જ એ શ્રદ્ધા "...તો હું શાંતિથી મરીશ" એ શબ્દોમાં કેટલી સ્પષ્ટરીતે સંભળાય છે. આમ ટંડનબાબુની તો ઘણી અનિચ્છા છતાં, સરદારે અને એમના એવા અનેક મિત્રોએ દેશના હિતને માટે એમને કાંટાળો તાજ પહેરાવ્યો, પરંતુ આપણા દેશનું એ મહાન કમનસીબ હતું, કે, ટંડનબાબુની શક્તિમાં આટઆટલી શ્રદ્ધા રાખનાર માણસ ટંડનબાબુને એ પદે ચૂંટાયલા જોઈ ને જ જાણે શાંતિ મળી ગઈ હોય તેમ પ્રભુના દરબારમાં ચાલતો થયો. અને ટંડનબાબુને વિષમ અને દોહ્યલી પરિસ્થિતિમાં મૂકતો ગયો.

ટંડનબાબુમાં, સરદારે જે શ્રદ્ધા રાખેલી તે ખોટી પડી છે. કારણ કે, સરદારના અને ટંડનબાબુના માર્ગો ભિન્ન ભિન્ન હતા. ટંડનબાબુ રહ્યા સિદ્ધાંતવાદી, એટલે પોતાની મકસદ હાંસલ કરવા તેઓ ગમે તેવાં અશુદ્ધ સાધનો ન વાપરે, પણ સાધન શુદ્ધ અને સાધ્ય શુદ્ધ એવો આગ્રહ રાખે. સાધન વિષે બેપરવા રહેવું, એવી મુત્સદ્દીગીરી એમના સ્વભાવથી વિરુદ્ધ છે. અને, એમની નિષ્ફળતાનું કારણ એમનો સિદ્ધાંત માટેનો આગ્રહ છે. પોતાના સિદ્ધાંતોનું એઓ કોઈ પણ સંજોગોમાં સમાધાન કરવા તત્પર ન થાય. સરદાર તો હતા મુત્સદ્દી. એમને તો ગમે તે ભોગે પોતાનું કામ પાર પાડવા જોઈએ જ

નિસ્બત હતી. અને, તેથી, તેઓ જવાહર આગળ ક્યારેક નમતા, ક્યારેક જવાહરને નમાવતા. જ્યારે ટંડનબાબુ તો ખોટી રીતે નમે પણ નહિ અને ખોટી રીતે નમાવે પણ નહિ. કારણ કે, તેઓ માને છે કે જેવા પોતાના સિદ્ધાંતો છે, તેવા બીજાના સિદ્ધાંતો પણ હોય. આ કારણથી જ, જ્યારે કૃપાલાણી, પ્રફુલ્લચંદ્ર ઘોષ વગેરેએ ટંડનબાબુના અંદર રહેવાના અત્યંત આગ્રહ છતાં કોંગ્રેસને છોડી, ત્યારે ટંડનબાબુએ એ લોકોને દોષ દીધો નહિ, કે એમની વિરુદ્ધ કશું કહ્યું નહિ.

ટંડનજી સિદ્ધાંતવાદી હોવાને લીધે જ, તેઓ અનેક ગેરસમજૂતીના ભોગ થઈ પડ્યા છે. તેઓ માને છે, કે કંટ્રોલ એ દેશને માટે મોટામાં મોટા શાપરૂપ છે. એથી આપણા દેશમાં કાળાં બજાર, રૂશ્વતખોરી વગેરે અનેક બદીઓ પ્રવેશે છે, એટલે એમણે પોતાના વિચારો જાહેરમાં પ્રગટ કર્યા, એટલે એમના વિરોધીઓ એમની ઉપર તૂટી પડ્યા, કોંગ્રેસના પ્રમુખ કોંગ્રેસની નીતિ વિરુદ્ધ જાય છે, એવા આક્ષેપો કર્યા. પરન્તુ, કોંગ્રેસ પ્રમુખ હોવા છતાં, એક વ્યક્તિ તરીકે પોતાના અભિપ્રાયો ઉચ્ચારવાનો એમનો હક હતો.

ટંડનજી જો ધારતા, તો જવાહરલાલ પાસે રાજીનામું માંગી શકત. એમની એ ખાત્રી હતી, કે એમને જ કોંગ્રેસની બહુમતી સાથ આપત. બહુમતીએ એમને ચૂંટ્યા હતા. કારોબારી એમણે જ પસંદ કરી હતી. અને વિશેષમાં, એમણે કોંગ્રેસ કારોબારીમાં પ્રાદેશિક કોંગ્રેસ સમિતિઓના પ્રમુખોને જ લીધા હતા. આમ છતાં, એમણે પોતે જ

રાજીનામું આપ્યું, અને તે પણ અખિલ હિન્દ કોંગ્રેસ સમિતિની બેઠક મળે તે પૂર્વે જ, કે, જેથી, કશીય વાતની ચર્ચા કે ગરમાગરમી ન ઊભી થવા પામે ! આ એમનું પગલું, એ ટંડનબાબુના સેવાપરાયણ જીવનમાં એક વધુ ઉજળું પ્રકરણ છે, એનો ભાગ્યે જ કોઈ ઈન્કાર કરશે.' અને એ કારણથી શ્રી. નેહરુએ ટંડનબાબુને જે અજંલિ આપી છે, તે યોગ્ય જ છે.

ટંડનબાબુ કોંગ્રેસના પ્રમુખપદે, કોંગ્રેસને વધુ સંગઠિત અને મજબૂત બનાવવા રહ્યા. અને, જ્યારે એમને લાગ્યું કે કોંગ્રેસનું હિત, દેશનું હિત, એમના પ્રમુખપદેથી ખસી જવામાં છે, ત્યારે, એમણે જરાય સંકોચ વિના, તરત જ કોંગ્રેસના પ્રમુખપદનો ત્યાગ કર્યો. જવાહરલાલ અને ટંડનજી વચ્ચેનો જે પત્રવ્યવહાર પ્રગટ થયો છે, તે ઉપરથી ફલિત થાય છે, કે ટંડનજી તો શરૂઆતથી જ પોતાનું પ્રમુખપદ છોડવા રાજી હતા,

જવાહરે જ્યારે રાજીનામું આપતો પત્ર ટંડનજીને લખ્યો, તેના ઉત્તરમાં ટંડનજી લખે છે: "આપને કારોબારી સમિતિમાં ચાલુ રાખવા, મારા માટે કોંગ્રેસના પ્રમુખપદનું રાજીનામું આપવાનું જરૂરી રહેશે, અથવા તો ઈચ્છવા-યોગ્ય હશે તો, હું શુભેચ્છા અને આનંદસહ તેમ કરવા તૈયાર છું."

આમ કોંગ્રેસની કારોબારીમાંથી છૂટા થવાનો શ્રી. નહેરુનો નિર્ણય ફેરવવામાં સહાયતા મળતી હોય તો કોંગ્રેસનાં પ્રમુખપદનું રાજીનામું આપવાનું એમની તૈયારી પહેલેથી :

હતી. વળી, કોંગ્રેસને ઊંચી લાવવા માટે ટંડનજીને કેટલી ધગશ હતી. તે પણ એમના પત્રમાં સ્પષ્ટ રીતે દૃષ્ટિએ પડે છે. તેઓ કહે છે: "કોંગ્રેસવાદી તરીકે હંમેશાં મારા પ્રયાસો કોંગ્રેસની સંસ્થાનું અને તે દ્વારા સામાન્ય સમાજનું ધોરણ ઊંચે લાવવામાં મદદ કરવાનું છે. તે સિવાયની બીજી બધી બાબતો મારે માટે ગૌણ છે."

ચૂંટણીઓ વિષે તેઓ જણાવે છે: "ધારાસભાઓ માટેની ચૂંટણીઓ કોંગ્રેસ કાર્યના એક ભાગ સમી છે. કેમકે સરકારી તંત્રદ્વારા કોંગ્રેસના આદર્શો વ્યવહારમાં મૂકવાના છે. પરન્તુ સાચા કોંગ્રેસવાદીઓની આકાંક્ષા માટે એમાં દરેક વાતનો છેડો આવતો નથી, ચૂંટણીઓ લડતાં કોંગ્રેસનો આત્મા જળવાઈ રહે તે માટે આપણે બનતું કરીએ એ જરૂરી છે. જો એમાં કોંગ્રેસ પોતાનો આત્મા ગુમાવી બેસે તો ચૂંટણીઓ જીતવાનો કશો અર્થ નથી."

એમણે જવાહરને સ્પષ્ટ જણાવેલું કે: "મારા વિચારોને અમલમાં મૂકવા માટે અનેક વ્યાવહારિક મુશ્કેલીઓ છે. આ મુદ્દાનો ઉલ્લેખ કરવાનું કારણ એ છે, કે, કોંગ્રેસકાર્યના ધોરણના પ્રશ્નને સંબંધ છે ત્યાંસુધી, તેની સંભાળ માટે અથવા તેને ઊંચું લાવવા માટે, તમારાથી અથવા બીજા કોઈથી હું ઓછો ઉત્સાહી નથી." આ મંત્રોમાં ટંડનજીના માનસનો અચ્છો પરિચય મળી રહે છે. શ્રી. નેહરુને સાથે રાખવા અને કોંગ્રેસનું ધોરણ વિશુદ્ધ રહે એ માટેની તમન્ના, અને તે માટે ગમે તે ભોગ આપવાની તત્પરતાનાં ચિહ્નો એમાં સ્પષ્ટતઃ દૃષ્ટિએ પડે છે. કોંગ્રેસને વિશુદ્ધ અને મજબૂત બનાવવા માટે

એઓ સંતત જાગૃત અને પ્રગતિશીલ હતા. એમાં તો સંશય જ નથી. ટંડનજીની આ શક્તિનો ઉપયોગ શ્રી. નેહરુ કરવા ધારે છે, તેથી જ તો નેહરુએ ટંડનજીને પોતાની નવી કારોબારી સમિતિમાં સ્થાન આપ્યું છે અને ટંડનબાબુએ ઉદારતાથી તથા મોટામનથી નેહરુની એ ખેલદિલીનો સ્વીકાર કર્યો છે. અને એ રીતે ટંડનબાબુએ પોતાની વિશાળતા દર્શાવી છે.

ટંડનજીએ પ્રમુખપદ બહુ વિચિત્ર ચોઘડિયામાં લીધેલું એમ લાગે છે. નહિ તો એમણે પ્રમુખપદ સ્વીકાર્યું, અને તેઓ પોતાને સ્થાને જરી સ્થિર થયા ન થયા ત્યાં તો સરદાર એમને એકલા અટૂલા મૂકીને ચાલ્યા ગયા. અને એથી ટંડનબાબુને બહુ જબરી ખોટ પડી. સરદાર એમને સમજી શકતા હતા. સરદાર એમની શક્તિથી પૂરા પરિચિત હતા. એટલે જ આજે લાગે છે કે જો સરદાર હોત, તો જવાહર અને ટંડનબાબુનો જોગ બેસાડત. અને કોંગ્રેસ પ્રમુખને રાજીનામું આપવાની પરિસ્થિતિ કોઈપણ સંજોગોમાં ઉપસ્થિત ન થાત.

સરદાર શાંતિથી મર્યા પણ ટંડનબાબુને મારતા ગયા; કારણ કે, એમની પરિસ્થિતિ ઘણી વિષમ કરતા ગયા. એમને જવાહરલાલનો બિલકુલ સાથ ન મળ્યો, એટલું જ નહિ, પણ એમને જવાહર તરફથી વિરોધનો સામનો કરવો પડયો. એમની ચૂંટણી વખતે જવાહરે જે વલણ બતાવેલું, એજ વલણ જુદે સ્વરૂપે ચૂંટણી પછી જવાહરે દર્શાવ્યું. શરૂઆતમાં જ કોંગ્રેસ કારોબારીમાં જોડાવાની જવાહરે

ઈન્કાર કર્યો. અને તેઓ જેમ તેમ માન્યા ત્યાં, કોંગ્રેસનાં સંગઠન, એકીકરણનો પ્રશ્ન આવ્યો. ને તેમાં મતભેદ પડ્યા.

જવાહરલાલ ટંડન-વિરોધીઓના હાથમાં રમી ગયા, અને સરદારશ્રીના સ્વર્ગવાસ બાદ ટંડનજીને તંગ કરતા ગયા. જવાહરલાલની એક ફરિયાદ એ હતી કે, કોંગ્રેસની નીતિ અમલમાં મુકાતી નથી. પરન્તુ, એનો ખુલાસો, પોતાનાં રાજીનામાં પછી પત્રકાર પરિષદ સમક્ષ એમણે જે ખુલાસો કર્યો તેના પરથી મળી રહે છે. એમણે સ્પષ્ટરીતે કહ્યું: 'કોંગ્રેસના ઠરાવોનું પાલન એ રાજ્યોની સરકારોની જવાબદારી છે. અને એ રીતે, કોંગ્રેસના ઠરાવોનું પાલન ન કરવામાં, જે દોષ છે, તે કોંગ્રેસવાદીઓનો નથી, પણ સરકારોનો છે. કારણકે એ કાર્ય તો સરકારો દ્વારા જ થવાનું છે.' આ પરથી પ્રતીત થાય છે કે, ટંડનબાબુને ન તો, મધ્યસ્થ સરકાર તરફથી ને ન તો રાજ્યની સરકારો તરફથી કોંગ્રેસના ઠરાવોને અમલી બનાવવાની સહાયતા મળી. એટલે; જ્યાં કોંગ્રેસ સરકારો કે જે કોંગ્રેસના સિદ્ધાંતોને અમલી બનાવવાનું તંત્ર હોય; તે જ આડે માર્ગે જતું હોય, તેમાં ટંડનબાબુ શું કરી શકે? આ માટે જ સરદાર પટેલની જરૂર હતી. કારણકે, સરદાર પાસે, કોંગ્રેસ ઠરાવોને અમલી બનાવવા માટે કોંગ્રેસ સરકારોને ફરજ પાડી શકે એટલી શક્તિ ને બળ હતાં. અને એમને જોરે તો ટંડનબાબુએ પ્રમુખપદ સ્વીકાર્યું હતું ને?

જવાહરલાલ અને ટંડનજી વચ્ચેના મતભેદનું એક મુખ્ય કારણ; કારોબારીની પુનઃરચના વિષે હતુ. પરન્તુ એક

તો, પ્રમુખે પોતાની મરજી મુજબની કારોબારી પસંદ કરવાનો હક ટંડનબાબુને કોંગ્રેસના બંધારણે આપ્યો હતો. તેમ છતાં, ટંડનબાબુએ પત્રકારોની પરિષદ સમક્ષ સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, એમની કારોબારીમાં ઘણાંખરાં તત્ત્વો સર્વસંમત હતાં, અને જે એક નામ વિષે મતભેદ હતો તે પણ ચર્ચાબાદ જતો કરાયો હતો. અને સમિતિના સભ્યોની નામાવલિ જાહેર થઈ હતી. આ હકીકત છતાં, જો જવાહરલાલ જેવા આગેવાન કોંગ્રેસી કારોબારીની પુનઃરચનાના મુદ્દાને વળગી રહે, અને એને પોતાના રાજીનામાનું નિમિત્ત બનાવે, ત્યારે એ પાછળ, બીજાં કેટલાંક ટંડનવિરોધી તત્ત્વો કામ કરી રહ્યાં છે, એની શંકા જાય, એ અસ્વાભાવિક તો નથી જ. અને જવાહર તો માત્ર એ લોકોના હાથમાં રમી રહ્યા છે, એમ પણ લાગે છે.

શ્રી. ટંડનબાબુ પ્રમુખપદે ચૂંટાયા, ત્યારથી જ કેટલાંક વિરોધીતત્ત્વોએ એમની સામે અવળો પ્રચાર કર્યો. એમને કોમવાદી તરીકે ઓળખાવ્યા. તેઓ હિંદમાં ફરી હિન્દુ સંસ્કૃતિ સ્થાપવા માગે છે, એમ કહ્યું. એમનું વલણ, દેશના બિનમજહબી આદર્શ જોડે સુસંગત નથી પણ વિસંવાદી છે, એમ કહ્યું. શ્રી. કિશોરલાલ મશરૂવાળા જેવા પણ એમની સામે પ્રચાર કરવા મંડ્યા એ બહુ દુઃખદ બીના છે. મશરૂવાળાએ જે અનેક આક્ષેપો મૂક્યા, તેનો રદિયો આપતાં, ટંડનજીએ જણાવેલું:

"શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ તાજેતરમાં તેમના નિવેદનમાં મારે વિષે સીધી કે આડકતરી રીતે જે ખ્યાલોનું

આરોપણ કર્યું છે, તેની અને મારી વચ્ચે સત્ય અને અસત્ય વચ્ચે છે તેટલું અંતર છે. તેઓ મને ઉપલા-વર્ગના થોડે અંશે આર્યસમાજના મેળવણવાળા સનાતની હિન્દુઓના પ્રતિનિધિ તરીકે વર્ણવે છે. વળી તેઓ મને પ્રત્યાઘાતી, હિન્દુ સંસ્કૃતિના પુરસ્કર્તા પણ કલ્પે છે. આ મારું ચિત્ર નથી, પણ ઠઠ્ઠા ચિત્ર છે. મારું સમગ્ર જીવન શ્રી. મશરૂવાળા મારે વિષે જે લખે છે, તેના ઈન્કારરૂપ છે. મેં અનેકવાર કહ્યું છે, કે જેને બુદ્ધિની કસોટીથી પર લેખી શકાય, એવું એકે પુસ્તક જગતમાં નથી. શ્રી. મશરૂવાળા સનાતની હિન્દુધર્મને નામે મારે વિષે જે ખોટા વહેમમૂલક ખ્યાલોનું આરોપણ કરે છે, તેનો ઈન્કાર આ એક જ સિદ્ધાંતમાં રહેલો છે.

'સંસ્કૃતિના પ્રશ્ન પરત્વે મેં અનેકવાર કહ્યું છે કે હિન્દુ સંસ્કૃતિ, મુસલમાન સંસ્કૃતિ, અથવા બીજા કોઈ ધર્મ સાથે સંકળાયલી સંસ્કૃતિ જેવું કશું છે, એ હું સ્વીકારતો નથી. મારે મન સંસ્કૃતિ ભૂમિ સાથે સંકળાયલી વસ્તુ છે, અને તેની પેદાશ છે. હું હંમેશાં ભારતીય સંસ્કૃતિની એટલે કે આપણા દેશની સંસ્કૃતિની વાત કરું છું. મેં તેને હિમાલયમાંથી કોઈ અજ્ઞાત સ્થળેથી નીકળી સમુદ્રને જઈ ને મળતા મહાનદની ઉપમા આપી છે. માર્ગમાં તેને આવી મળતી અને તેની સાથે એકરૂપ થતી બીજી અનેક સરિતાઓનાં નીર તેના પ્રવાહને પુષ્ટ કરે છે, તેને પ્રબળ બનાવે છે; અને તેના માર્ગને નવી દિશામાં વાળે છે, આમ એ સંસ્કૃતિમાં, તેમાં નિરંતર થયા કરતા, જૂના

આવશે. એક રીતે કહીએ તો એઓ પ્રમુખ ચૂંટાયા ત્યારથી જ એમની સામે ષડ્યંત્ર શરૂ થઈ ચૂકેલું હતું.

એક બાજુથી મશરૂવાળા, અખબારી પ્રતિનિધિઓ એમને વિષે ગેરસમજૂત ફેલાવતા હતા, તો બીજી બાજુ, કૃપાલાણી, કીડવાઈ, પ્રકાશમ, અજિતપ્રસાદ જૈન વગેરે ટંડનબાબુના રાજકીય પ્રતિપક્ષીઓ પણ એમની વિરુદ્ધ પ્રચાર તેઓ હોદ્દા પર હતા, તે દરમ્યાન કરતા જ રહ્યા. ટંડનજીનું વલણ એમની પ્રત્યે પણ કેટલું ઉદાર, સમભાવ–શીલ અને ગૌરવાન્વિત હતું, તે તો એમની વચ્ચે અને આચાર્ય કૃપાલાણી વચ્ચે થયેલા પત્રવ્યવહારથી સ્પષ્ટ થશે. કૃપાલાણીજી, કોંગ્રેસ સસ્થામા રહીને, કોંગ્રેસ અને કોંગ્રેસનાં પ્રમુખ સામે નિવેદનો, ભાષણો, લેખો વગેરે દ્વારા પ્રચાર કર્યો હોવા છતાં, ટંડનબાબુએ એમની સામે શિસ્તભંગનાં પગલાં ન લીધાં એ એમની સહિષ્ણુતાની મર્યાદા કેટલી વિસ્તૃત હતી, તેનો ખ્યાલ આપશે.

બીજી બાજુથી, એમના મિત્રોએ પણ એમને અન્યાય કર્યો છે. દા. ત. શ્રી દ્વારકાપ્રસાદ મિશ્ર, પોતાને ટંડનબાબુના મિત્ર કહેવડાવે છે. ને એક બાજુથી ટંડનજીની તારીફ કરે છે, તો બીજી બાજુથી, જવાહર સામે વ્યક્તિગત રીતે, ગલીચ આક્ષેપો કરે છે. જવાહરને કોમવાદી અને સામ્યવાદી કહે છે. નેહરુની નેતાગીરી એ દેશને શાપરૂપ છે, એમ કહે છે. ત્યારે એમાં એવી ગેરસમજૂતી થવાનો ભય ઉપસ્થિત થાય છે, કે ટંડનબાબુ પણ નેહરુ વિષે આવા જ વિચારો

ધરાવતા હશે, વા, ટંડનબાબુના બધા સાથીઓ અને અનુયાયીઓ નેહરુ વિષે આવા જ મતો ધરાવતા હશે. ને એ રીતે નેહરુ અને ટંડન વચ્ચે અંતર વધતું જાય, દેશની અંદર આંતરવિગ્રહ વધતો જાય, ને દેશની પાયમાલી થાય. આમ ટંડનબાબુને એક તરફથી વિરોધીઓ તરફથી ચેતતા રહેવાની જરૂર હતી, તો બીજી બાજુથી, એમના મિત્રો તરફથી પણ ચેતતા રહેવાની જરૂર છે. મિત્રો અતિ ઉત્સાહમાં આંધળિયાં કરે ને ભાન ગુમાવી બેસે, ને તેથી, જે ટંડનબાબુ તરફ એમને પૂજ્યભાવ અને માન છે, તે ટંડનબાબુને જ તેઓ અન્યાય કરી બેસે છે.

આટઆટલા વિરોધ છતાં, એમણે દશ મહિના અત્યંત ગૌરવપૂર્ણ રીતે કોંગ્રેસનું સુકાન સંભાળ્યું. ને પોતાના રાજીનામાથી એ સંસ્થાને એમણે ગૌરવ બક્ષ્યું. ટંડનબાબુ કોંગ્રેસમાંથી છૂટા થયા તેમાં થી. દ્વારકાપ્રસાદ મિશ્ર કહે છે તે પ્રમાણે 'ટંડનબાબુનું 'રાજકીય ખૂન નથી થયું કે કોંગ્રેસની લોકશાહીનું' પણ ખૂન નથી થયું'. પરન્તુ, એ તો ટંડનબાબુને યશકલગી અપાવનારી બીના હતી.

ટંડનબાબુ કોંગ્રેસના પ્રમુખપદે ચૂંટાયા ત્યારે જેટલા મહાન હતા, તેના કરતાં અનેકગણા મહાન તેઓ કોંગ્રેસના પ્રમુખપદના ત્યાગથી બન્યા છે.

એમને સત્તાનો મોહ નથી. ઉચ્ચ પદની ભૂખ નથી. મહત્તાની લાલસા નથી. દેશના હિત સમક્ષ પોતાની જાતને મિટાવવા તૈયાર થનાર શહીદની કુરબાની છે, એ વાત એમણે પ્રત્યક્ષ રીતે સાબિત કરી બતાવી.

... જ્યાંસુધી પ્રમુખપદ એ સેવાનું પ્રતીક હતું, ત્યાંસુધી એમણે એ પદ રાખ્યું, પણ જ્યારે એ સેવાને બદલે ઈર્ષા, ગેરસમજૂતી, આંતરકલહ વગેરેનું પ્રતીક બની ગયું, ત્યારે એમણે એનો સાપની કાંચળીની પેઠે ત્યાગ કર્યો.

આમ ટંડનબાબુનું રાજકીય ખૂન નથી થયું એમની રાજકીય મહત્તા વધી છે. એમની શાન વધી છે. ખૂન થયું હોય તો એમના વિરોધીઓનું.

વિરોધીઓના પ્રચારને એમણે શબ્દોથી નહિ પણ વર્તનથી જવાબ આપ્યો છે. એમણે ગીતાના कर्मण्येवाधिकारस्ते । એ સૂત્રને અપનાવ્યું છે. એમણે એ વાત ધ્યાનમાં રાખી છે, કે કલ્યાણનું કોઈપણ કાર્ય કદી એળે જતું નથી...અને એમાં જ ટંડનબાબુની સત્યનિષ્ઠાનો, એમની સાત્વિકતાનો જય થયો છે.

સત્ય જીત્યું છે. એમને વિષે ફેલાવેલું જૂઠ હાર્યું છે.

આમ છેલ્લા પ્રસંગથી માંડીને તે એમની જીવનની શરૂઆત સુધી જો આપણે નિરીક્ષણ કરીએ તો જણાશે, કે છેક નાનપણથી જ તેઓ ઉદ્દામ ભાવનાવાળા હતા. અન્યાય સામે ઝઝૂમવું એ એમના લોહીમાંનો ગુણ છે, કોલેજમાં પરિણામ શું આવશે, પોતાને કેટલું શોષવું પડશે, તેની પરવા ન કરતાં અન્યાય સામે ઝઝૂમ્યા, અને એક વર્ષની બરતરફી વહોરી લીધી.

વકીલાત કરતી વખતે મેજિસ્ટ્રેટે એમને ચેતવણી આપી તો એને સુણાવી દીધી અને પરિણામ માટે તૈયાર

રહ્યા. ને દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓને થતા અન્યાય સામે પ્રચાર ચાલુ રાખ્યો.

નાભા ગયા ત્યાં રાજાએ આપખુદ વર્તન કર્યું, એમની સ્વતંત્રતા મર્યાદિત કરવા પ્રયત્નો કર્યા, તો એની નોકરી છોડીને આવ્યા, અને સાહિત્યસંમેલનમાં હાજરી આપી. ને વારંવાર રાજાએ વિનવણી કરી, દૂતો મોકલ્યા, પણ એ દૃઢ રહ્યા.

૧૯૧૬માં લખનૌ કરાર થયા, તો એ કરારની સામે થયા. ને માલવીયજી જેવા પીઢ અને જેને તેઓ રાજકીય ગુરુ તરીકે માનતા હતા, તેનો વિરોધ કર્યો. તેઓ ધારાસભાના પ્રમુખ થયા ત્યારે, ધારાસભાનો પ્રમુખ કોઈપણ રાજકીય પક્ષમાં ન હોવો જોઈએ, એ વિલાયતથી આણેલો અન્યાયી શિરસ્તો એમણે તોડ્યો, ને એક નવી પ્રણાલિકા શરૂ કરી.

એમને લાગ્યું કે દેવનાગરી અને ઉર્દૂ બન્ને લિપિઓ શીખવાનું કહીને, તથા હિન્દુસ્તાનીને રાષ્ટ્રભાષા બનાવવાનું કહીને, હિન્દુ જનતાને ગાંધીજી અન્યાય કરી રહ્યા છે, તો, એમણે ગાંધીજીનો વિરોધ કર્યો. અને હિન્દી સાહિત્યસંમેલનમાંથી ગાંધીજીને અલગ કર્યા.

હિન્દના ભાગલા પડ્યા, ત્યારે એ ભાગલાનો એમણે કડક શબ્દોમાં વિરોધ કર્યો. આ રીતે એમણે જીવનમાં કોઈપણ અન્યાયને બરદાસ્ત કર્યો નથી, અને કોઈને અન્યાય કર્યો નથી.

જવાહર લોકમાં અત્યંત પ્રિય છે, અને જવાહર સાથે બાથ, બીડવામાં જનતાનું હિત નથી એમ એમને લાગ્યું એટલે એમણે પ્રમુખપદ છોડયું.

ટંડનજીનું જીવન એક મહાકાવ્ય છે. એમાં ભવ્યતા, ગૌરવ, સ્વાર્થત્યાગ, તપશ્ચર્યા છે.

એમનું જીવન 'સત્યનો વિજય થાય છે' એ સૂત્રનું જાણે જીવતું જાગતું પ્રતીક છે. એમના જીવનમાં જે સત્યનિષ્ઠા છે, તે હિન્દે શીખવા જેવી છે.

તેઓ ઊંડા અંધારામાં પણ તેજને માર્ગે વિચર્યા છે, અસત્યમાં સત્યને માર્ગે. અને એ રીતે ભારતીય સંસ્કૃતિનું પ્રતીક આપણે એ મહાપુરુષમાં જોઈએ છીએ.

એવા લોકોત્તર પુરુષને વન્દન જ હોય, 'તમ જ્યોત નિહાળી નમું હું નમું ' એમ જ કહેવાનું હોય.